## ........નિવેદન

'રાજેશ્વરી' પુસ્તક વ્હેલું બ્હાર પાડવાની ઘણી ઈચ્છા હતી, છતાં સંજોગોવશાત તેમ થવું અશક્ય બન્યું; અને પુસ્તક પ્રગટ કરવામાં કાંઈક અંશે વધુ ઢીલ થવા પામી છે.

પુસ્તકના ૧ થી ૧૦ ફોર્મ 'ખેડા—વર્તમાન પ્રેસ' (ખેડા) માં છપાયા છે, જ્યારે ટાઈટલ ફોર્મ ધી કોમર્શીયલ પ્રિન્ટરી (પાંચકુવા ચારરસ્તા અમદાવાદ) માં છપાયેલ છે.

તા. ૧૦-૧૨-૩૯ —પ્રકાશક

## શ્રી. કાન્તિલાલ મણિલાલ શાહ કૃત

## : બહાર પડેલાં પુસ્તકો :

: નામ : : પ્રકાશક :

(૧) સમયના વ્હેણ : નવયુગ પુસ્તક ભંડાર

∴

(૨) મીલ મજૂર : ફકીરચંદ નાથાલાલ શાહ

∴

(૩) મંગળગીત : સત્યેન્દ્રપ્રસાદ સાંકળેશ્વર મહેતા

∴

(૪) ત્યક્તાનાં આંસુ : પ્રકાશ સાહિત્ય મંદિર

∴

(૫) અંધારી દુનિયા : ,,

## : પ્રગટ થશે :

(૬) લોહી તરસી લલના (ડીટેક્ટિવ નવલકથા)

(૭) હંસાના પત્રો (પત્રધારા)

(૮) મીનાક્ષી (નવલકથા)

(૯) અનંતને આરે ,,

પુષ્પ ૬ ઠ્ઠું

# રાજેશ્વરી

[ નવલિકા સંગ્રહ ]



: લેખક :

કાન્તિલાલ મણિલાલ શાહ.

: પ્રકાશક :

પ્રકાશ સાહિત્ય મન્દિર

ફતાશા પોળ : અમદાવાદ.

# લેખક તરફથી—

પ્રકાશ સાહિત્ય મંદિરના ૬ ઠા પુષ્પ તરીકે 'રાજેશ્વરી' ને આજે વાંચક ભાઈ—બ્હેનોને ચરણે ધરવા ભાગ્યશાળી થાઉં છું.

'રાજેશ્વરી' પુસ્તક એ આધુનિક સમાજમાં નૂતન ભાવના, નવિન આદર્શ અને નવ-પ્રેરણા તથા નવીન વિચાર-શ્રેણી રજૂ કરતી જુદી જુદી દશ હૃદય-વેધક નવલિકાઓનો સંગ્રહ છે. સંસારમાં માનવ-જીવનને થતા અનેક જાતના કડવા-મીઠા અનુભવોની ઝાંખી કરાવાનો અને સમાજનું આછેરું ચિત્ર દોરવાનો પ્રયાસ કર્યો છે.

આશા છે કે પ્રેમ, કરૂણા અને દર્દની છાયાંકિત નવલિકાઓ વાંચક-ભાઇ-બ્હેનોને રૂચીકર, થઇ પડશે.

ફતાશા પોળ.
અમદાવાદ.
તા. ૫-૧૨-૩૯

કાન્તિલાલ મણિલાલ શાહ.

# :: અનુક્રમણિકા ::

# રાજેશ્વરી

**રાજેશ્વરી!** આમ ચિત્રવત્ બની શાના વિચાર કરે છે? કૃષ્ણએ તેના અંબોડલાની વેણીમાંથી એક ગુલાબ ખેંચતા કહ્યું.

'ઓહ! તમે ક્યારના આવ્યા છો?'

'થોડી પળો વીતી હશે.'

'આમ છુપા આવવાનું કારણ?

'વિરહીણીના વિરહ નિહાળવા–પ્રણયીના દીલને પારખવા.'

'ગુણવંત! એ તમને ન છાજે હોં–નિર્મળ હૃદયવાળાને તે આવાં વર્તન શોભતાં હશે ખરાં?–'

'તું તો ગાંડી છે. રાજેશ્વરી! શું પોતાના દીલને નિહાળવાનો પણ આપણને હકક નથી?'

'એટલે?'

'જુદાઈ હોય ત્યાં જ લજ્જા–ત્યાં જ મર્યાદા. સમજી રાજેશ્વરી! ત્હારૂ અને મ્હારૂ દીલ તો એક જ છે ને!...' ગુણવંતે પોતાના હાથનું ગુલાબ રાજેશ્વરીના ગાલે સ્પર્શતાં કહ્યું.

'નહિ. ગુણવંત તમારી ભુલ થાય છે, મ્હારા અને તમારા દીલમાં જુદાઇનો વાસ છે...' રાજેશ્વરીએ સહજ રોષ દર્શાવતાં કહ્યું.

'કેમ! મ્હારૂં અને ત્હારૂં દીલ જુદા છે?'

'હા.'

'કેવી રીતે?'

"મ્હારૂ દીલ તમારા જેવું નથી."

"એટલે?"

"તમારૂં દીલ વ્હેમના વિષથી ભરપુર છે, જ્યારે મ્હારા દિલમાં તમારા જેવો વ્હેમ નથી. સમજ્યા?–"

ગુણવંત રાજેશ્વરીના શબ્દો સાંભળી સહજ થંભી ગયો. તે એકાએક સ્તબ્ધ બની ગયો. રાજેશ્વરીએ પોતાને સચોટ જવાબ આપ્યો હોવાથી તે ગુંચવાયો. વળી પાછો કાંઇક વિચાર કરી તે રાજેશ્વરી તરફ ફર્યો અને કહ્યું. "રાજેશ્વરી! તેં તો મને છેક જ નીચી કક્ષાએ મૂકી દીધો ને?"

"અને ગુણવંત! તમે મને પણ નીચી કક્ષાએ ક્યાં નથી મૂકી દીધી?–મને છેક ઉતરતી કોટીએ નિહાળવાનો પ્રયત્ન તમે ક્યાં

નથી કર્યો...?" રાજેશ્વરીએ મર્મવેધક શબ્દોએ ગુણવંતને પડકાર્યું.

"મેં તને નીચી કક્ષાએ જોવાનો શું પ્રયત્ન કર્યો રાજેશ્વરી?"

"પ્રયત્ન?—પ્રયત્ન તો તમે એજ કર્યો છે કે તમે મ્હારૂં છુપું જીવન જોવા ઈચ્છતા હતા. ગુણવંત!"

"નહિ. રાજેશ્વરી હું તો ત્હારો છૂપો વિરહ જોવા ઈચ્છતો હતો."

"નહિ. છૂપો વિરહ નહિ—પણ મ્હારો છૂપો પ્રણય જોવા ચ્હાતા હતા."

"રાજેશ્વરી એ ત્હારો ભ્રમ છે. અને તેમ છતાં પણ તું માન કે હું ત્હારો છુપો પ્રણય નિહાળતો હતો, તો શું પોતાની હૃદય-દેવીનો પોતાના પ્રત્યેનો પ્રણય જોવો એ શું પાપ છે?—"

"પાપ?—પાપ નહિ; એ તો સંતાપ છે—તેના હૃદયને જલાવતો આતશ છે—અહર્નિશ સળગતી જ્વલંત—જ્વાલા છે."

"શી રીતે?"

"તે બિચારી એવું જાણે કે પોતાના પ્રિયતમને પોતાના માટે કાંઈક વ્હેમ જાગ્યો છે—તો થઈ જ રહ્યું—તેના હૃદયની અનેક આશાઓનો સુર્ય કાજળશા અંધકારમાં અસ્ત થવા પામે—તેના દીલને અનંત વેદનાઓ ડંખવા લાગે—તેનું હૃદય રડી ઉઠે—તેની આંખોમાંથી ચોધાર આંસુની ધારાઓ વ્હેવા લાગે--આ તેની પરિસ્થિતિ થાય. સમજ્યા ગુણવંત?—" રાજેશ્વરીએ જણાવ્યું:

"પણ એવી પરિસ્થિતિ ઉદ્ભવેજ કેમ?"

"કેમ ન થાય? પુરૂષ તો હળાહળ વ્હેમનું પુતળું છે. તે પોતાની પત્નિને અન્ય પુરૂષ સાથે સહજ સ્વાભાવિક વાત કરતી પણ જોવાને તૈયાર નથી. તેને પોતાની સ્ત્રી બીજા સાથે વાત કરે તે સહન થતું નથી. અને કદાચ તે તેને કોઈની સાથે નિર્દોષ ભાવે પણ વાત કરતી જોઈ ગયો તો તો આવી જ બન્યું—તે બિચારીને માથે દુઃખનાં ઝાડ જ ઉગવાના બાકી રહે. પુરૂષ વાતે વાતે તેને

શબ્દો સંભળાવતો રહે-નિરંતર તેના હૃદયને સળગાવી મુકે તેવા ટોણા મારતો રહે-અને એ એટલેથી પણ ન અચકતા શરાબી બને-વેશ્યાગામી બને......આ છે પુરૂષના શંકિત હૃદયનો-વ્હેમી સ્વભાવનો-આખરી અંજામ-અંતિમ નતીજો......"

રાજેશ્વરીના શબ્દો ગુણવંતને સખ્ત અસર કરી રહ્યા હતા. તેને કાંઈ સમજ પડતી ન્હોતી, કે રાજેશ્વરી આજે આમ શા માટે તેને કહી રહી હતી. તેણે પછી રાજેશ્વરીને કહ્યું, "રાજેશ્વરી ! આજે તું આમ શા માટે બોલી રહી છે ?—"

"કાંઈજ નહિ હું તો ફક્ત પુરૂષ સ્વભાવનું પૃથ્થકરણ કરી રહી છું ગુણવંત !—"

"તો પછી સ્ત્રી-સ્વભાવનું પૃથ્થકરણ કોના માટે બાકી રાખ્યું ?"

"હં. તે પણ તમારે જાણવું છે ? તો તે પણ જાણી લો. ગુણવંત ! સ્ત્રીઓના હૃદય પારખવાને પુરૂષ જાતની તાકાત નથી. નારી શક્તિને પાર પામવું એ પુરૂષને માટે મહા-કઠિન છે. છતાં સ્ત્રી એ તો સહનશીલતાની મૂર્તિ છે-દયાની દેવી છે. પુરૂષોના અનેક જાતના પાશવી અત્યાચારો-અનેક જુલ્મો-અસહ્ય સીતમો અને યાતનાઓ તેને જ સહન કરવા પડયા છે, આ પુરૂષોના હકકો સામે તેણે એક હરફ સરખો પણ ઉચ્ચાર્યો નથી-અને પુરૂષોએ તેમના ઉપર ત્રાસ ગુજારવામાં પાછું ફરીને જોયું પણ નથી, આ બધું તેમને સહન કરવું પડયું શાને ? શાસ્ત્રોએ તેમની સામે રાક્ષસી રૂઢીઓની ભયંકર દિવાલો ગોઠવી દીધી છે તેથી, અને તે શાસ્ત્રોના રચનારા કોણ તે તો તમે જાણો છો ને ગુણવંત ?-પુરૂષ જાત-પુરૂષ...તે શાસ્ત્રોના રચનારાઓએ પુરૂષોને અબાધિત હકકો સમર્પ્યા-સ્વતંત્ર રીતે વિહાર કરવા પૂરતી છુટ આપી એક પત્નિ હયાત હોય તો પણ બીજી પત્નિ કરવાની પરવાનગી આપી અને બીજી બાજુ સ્ત્રીઓને તેમણે શું આપ્યું ? ગુલામી-પરાધિનતા-તેને પશુથી-અરે !

એક જાનવરથી પણ બદતર ગણવામાં આવી. તેને અશિક્ષિત રાખવાના પ્રયાસો કરવામાં આવ્યા—પતિના મૃત્યુ પછી તેને ફરજીઆત વૈધવ્ય પાળવું એવી લોખંડી આજ્ઞા ફરમાવવામાં આવી. પોતાનો પતિ અનેક પત્નિઓ કરે છતાં તેને તે સામે એક પણ શબ્દ ઉચ્ચારવાનો હકક ના આપ્યો; એટલું જ નહિ પરંતુ પોતાનો પતિ ગમે તેટલો દુરાચારી હોય, વેશ્યાગામી હોય કે દારૂડીઓ હોય તો પણ તેનાથી તે છુટાછેડા મેળવી શકે નહિ તેવાં ચોકઠાં રચવામાં આવ્યાં. અરે! આટલેથી જ એ પુરૂષો નથી અચકાયા પરંતુ પોતાની પત્નિને તેઓ ફક્ત પોતાની વાસના તૃપ્તિનું સાધન માનવા લાગ્યા. તો હું તમને પુછું છું ગુણવંત! કે તેમની એ પત્નિઓ અને વેશ્યાઓના જીવનમાં ફેર શું રહ્યો છે? પુરૂષોના આવા ભયંકર અત્યાચારો—આવા જુલ્મો અને આવા સીતમો સ્ત્રી જાતે મુંગે મોઢે સહન કર્યાં છે. તો પછી સ્ત્રી—જાત એ સહનશીલતાની મુર્તિ સિવાય બીજું શું છે?—પ્રભુએ સ્ત્રીઓના સ્વભાવમાં જ સહનશીલતાનું સર્જન કર્યું છે, તેના દીલમાં દયાનો વાસ આપ્યો છે. ગુણવંત!..."

ગુણવંત તો રાજેશ્વરીના અંગાર સમા શબ્દોએ અવાક બની ગયો હતો. રાજેશ્વરીને શું જવાબ આપવો તેની તેને કાંઈજ સુઝ પડતી ન્હોતી. અંતે તે બોલ્યો "પણ રાજેશ્વરી! તું મને આટલું બધું શા સારૂં સંભળાવે છે?"

"અમસ્તુ જ..." સહજ કટાક્ષ કરતાં રાજેશ્વરીએ કહ્યું.

"તો પછી તને પુરૂષ જાત પ્રત્યે તિરસ્કાર છે—નફરત છે—એમજ ને. રાજેશ્વરી?"

"નહિ ગુણવંત; તેમ નથી. હું દરેક પુરૂષને એ દ્રષ્ટિએ નથી જોતી. અને દરેક પુરૂષ પણ એવો નથી હોતો..."

"તો પછી મ્હારામાં જ એ દુર્ગુણો છે એમજ ને? હશે કાંઈ નહિ. રાજેશ્વરી હું જાઉં છું..." કહેતો કહેતો ગુણવંત તેના મકાનમાંથી બ્હાર નીકળી ગયો.

રાજેશ્વરીએ તેને ઉભા રહેવા ઘણી બુમો પાડી પરંતુ ગુસ્સે ભરાયેલા ગુણવંતે તેની કાંઈ દરકાર ન કરી. તે તો ચાલ્યો જ ગયો.

ગુણવંતના ચાલ્યા ગયા પછી નિરાશ વદને રાજેશ્વરી બારીએ આવીને ઉભી રહી. તેના હૃદયમાં દુઃખ થવા લાગ્યું. "ગુણવંત !–તમે કેટલી બધી ઉતાવળી કલ્પના કરી બેઠા ? મ્હારી પુરેપુરી વાત સાંભળવા પણ ઉભા ના રહ્યા ?–હું સમજુ છું કે પુરૂષો પ્રત્યેના મ્હારા વિચારોથી તમારા દીલને દુઃખ થયું હશે...પણ તમારા પ્રત્યે મારા વિચારો જુદા......" કહેતાં કહેતાં તેના મુખ ઉપર વીષાદની છાયા છવાઈ ગઈ. તેની આંખોમાંથી આંસુનાં બે બિન્દુ ટપકયા અને તેના ગાલ ઉપર થઇને નીચે સર્યાં. તેજ ક્ષણે સંધ્યાની લાલીમાં અને રાત્રીના અંધકારના ઐક્ય સંધાયાં.

( ૨ )

કંટાળેલો ગુણવંત બગીચા તરફ ફરવા જઈ રહ્યો હતો. ત્યાં તેની બાજુમાં જ એક મોટર એકાએક આવી અને અટકી. અંદરથી એક યુવતિનો અવાજ આવ્યો. "કેમ છો ગુણવંત ?"

"સારૂં" પાછળ જોતાં તેણે કહ્યું.

મોટરમાં બેટેલી યુવતિ એ રાજેશ્વરી હતી.

"ગુણવંત ! કેમ હમણાંના દેખાતા નથી ?"

"હમણાં સમય બહુ જ ઓછો મળે છે. રાજેશ્વરી !" હૃદયના મૂળ ભાવને છૂપાવતાં ગુણવંતે કહ્યું.

"નહિ. તમે અસત્ય બોલો છો."

'તું તો એમ જ ધારેને. રાજેશ્વરી !"

"કેમ ?"

"કારણ કે તને પુરૂષોનો ભરૂશો જ કયાં છે–તેમને માટે ત્હારા હૃદયમાં વિશ્વાસ જ ક્યાં છે ?" કટાક્ષ કરતાં તેણે કહ્યું.

"તમારે જે કહેવું હોય તે કહો. ગુણવંત, પણ તમે સત્ય

વાત છુપાવીને જ મ્હારી સાથે બોલો છો."

"એ તો હું શું કહી શકું તેમ છું. એમ માનવું હોય તો તું એમ પણ માની શકે છે."

રાજેશ્વરી થોડો વખત મૌન રહી. અને પછી ગુણવંત તરફ જોઈ કહ્યું. "ગુણવંત! તમારે બગીચા તરફ જ જવું છે ને?"

"હા." ગુણવંતે ટુંકેથી જ પતવ્યું.

"તો પછી મોટરમાં જ ચાલોને હું ત્યાંજ જઉ છું!—"

"ના."

"કેમ?"

"રાજેશ્વરી! પુરૂષ વાસનાથી ભરેલો હોય છે."

"જુઓ ગુણવંત! તમે મ્હારા હૃદયને પ્રજાળવા આવી મશ્કરી ન કરશો." રાજેશ્વરીએ સહજ ગંભીરતા પુર્વક કહ્યું.

"નહિ રાજેશ્વરી. હું મશ્કરીની વાત કરતો જ નથી. પરંતુ હું તો સાચું જ કહું છું. કારણ કે એકાંત એ ઘણી ભયંકરમાં ભયંકર વસ્તુ છે."

"પરંતુ અહિં એકાંતનો સવાલ જ ક્યાં છે?"

"તોય પણ સ્ત્રીની પાસે પુરૂષે બેસવું જોઇએ નહિ."

"હવે એ બધું ભાષણ છોડશો?"

"પણ હું ભાષણ ક્યાં કરૂં છું. રાજેશ્વરી."

"ગમે તેમ પણ તમારે મ્હારી સાથે જ ચાલવું પડશે." રાજેશ્વરીએ પોતાની હઠ પ્રદર્શિત કરતાં કહ્યું.

આખરે થાકીને રાજેશ્વરીના અતિઆગ્રહે ગુણવંતને તેની સાથે મોટરમાં બેસવું પડ્યું. મોટર બગીચા તરફ જવા ઉપડી.

થોડી વારે તેઓ બગીચા આગળ આવી પહોંચતાં મોટર ઉભી રહી. રાજેશ્વરી અને ગુણવંત તેમાંથી ઉતરી પડ્યાં. પછી રાજેશ્વરીએ ડ્રાઇવરને મોટર લઇ જવા કહ્યું અને બન્ને જણાં બગિચામાં એક છેડે ખાલી પડેલી બેન્ચ ઉપર બેઠાં.

પછી રાજેશ્વરીએ ગુણવંતને કહ્યું; "ગુણવંત તમે એટલું બધું ભાષણ ન કર્યું હોત તો ન ચાલત—"

"ત્હારી ભૂલ થાય છે રાજેશ્વરી. જો હું ભાષણ કરવા બેસું તો તે દિવસે તેં પુરૂષોને ભાંડવામાં જેટલી બાકી નહોતી રાખી તેટલી હું પણ સ્ત્રીઓને ન સંભળાવું?–તને જેટલો પુરૂષો પ્રત્યે તિરસ્કાર છે–જેટલી તેમની પ્રત્યે તને નફરત છે, તેટલો જ તિરસ્કાર અને નફરત હવે મને સ્ત્રીઓ પ્રત્યે છે. રાજેશ્વરી! આજની પાશ્ચાત્ય સંસ્કૃતિ અને સભ્યતાએ આર્ય સ્ત્રીના સ્ત્રીત્વને હણી લીધું છે. આજે તે કહેવાતા સુધરેલા દેશોને સુધારાનો પવન આપણા દેશમાં ફુંકાયો છે–કેળવણીના નામે પાશ્ચાત્ય કેળવણીએ અનેક ગૃહસંસારને સળગાવી મુકયા છે–સ્ત્રીઓને મળવા જોઇતા અધિકારોની વિરૂદ્ધ હું નથી. પરંતુ એ અધિકારો પ્રાપ્ત કરી સ્ત્રીઓએ સ્વતંત્ર નારીનું જીવન જીવવાને બદલે સ્વછંદી નારીનું જીવન જીવવાનો વધુ પ્રયાસ કર્યો છે આજે આપણી નજર સમક્ષ શું સ્પષ્ટ દેખાઈ રહ્યું છે?–પાશ્ચાત્ય દેશના રીત રીવાજો અને ફેશનનું અંધ અનુકરણ. કુદરતી સૌન્દર્ય દિન–પ્રતિદિન નષ્ટ થઈ રહ્યું છે–નારીનો સુદ્રઢ દેહ આજે કૃશ બનતો જાય છે. અને એને સ્થાને આજે તો કૃત્રિમ સૌન્દર્યે પોતાનું સ્થાન લીધું છે. પફ, પાવડર, સ્નો તથા હેર ઓઇલ્સ પાછળ પોતાના પતિની ટુંકી કમાણીનો તે વ્યય કરી રહેલ છે. પુરૂષને વાસનાનો ગુલામ કહેનારી સ્ત્રી સ્વછંદે વિહરી તેજ વાસનાના ગુલામનો શિકાર કરવા મથી રહી છે ......"

"બસ કરો ગુણવંત, હવે એ વસ્તુનો અંત લાવો. મ્હારે હવે કાંઈ પણ વધુ નથી સાંભળવું..." રાજેશ્વરીએ વચ્ચે જ જણાવ્યું.

"બસ કરૂં...શા માટે હું અટકું? રાજેશ્વરી!'

"કારણ કે તમે આમ બોલીને તે દિવસનું મ્હારા ઉપર વેર જ વાળી રહ્યા છો ગુણવંત..."

"નહિ રાજેશ્વરી મ્હારો ઉદ્દેશ એવો છે જ નહિ."

"તો પછી બીજું શું છે ?–"

"હું તો સ્ત્રી જાતિને સ્વતંત્ર જોવા ચ્હાઉં છું; સ્વછંદી નહિ. રાજેશ્વરી......?"

"તો પછી મ્હારૂં પણ તેમજ માની લોને."

"એટલે ?"

"હું પણ પુરૂષ જાતિને પ્રેમાળ અને પવિત્ર નિરખવા ઈચ્છું છું, નિર્બળ પર શાસન ચલાવનાર નહિ..." સચોટ જવાબ વાળતા રાજેશ્વરીએ કહ્યું: તેના મુખ ઉપર આછી સ્મિત રેખા ચમકી રહી હતી.

"તો પછી તે દીવસે આ પ્રમાણે સીધું શા માટે નહોતી બોલી ?"

"તમને તે શબ્દો સુણાવા પાછા વળવા તો જણાવ્યું હતું: પરંતુ ઘમંડી બનેલાને મ્હારૂં સાંભળવાની કયાં દરકાર હતી ?"

"રૂપ–ગર્વીતાના ગુમાન ઉતારવા કેટલીકવાર ઘમંડની આવશ્યકતા હોય છે રાજેશ્વરી !"

"અને ઘમંડનો પારો નીચો ઉતારવા માટે કેટલીકવાર સ્ત્રી–ચરિત્ર અજમાવાની પણ આવશ્યકતા હોય છે, સમજ્યા. ગુણવંત !" રાજેશ્વરીએ તેના ગાલે એક ધીરી ચુંટી ભરતાં કહ્યું.

"બધુંય સમજ્યો રાજેશ્વરી." કહેતાં કહેતાં ગુણવંતે મોકું હાસ્ય કર્યું.

અને ત્યાં એકાએક રાજેશ્વરીની નજર પાસેના એક વૃક્ષ તરફ ગઈ. પછી તેણે ગુણવંતને કહ્યું. "ગુણવંત ! જુઓ–પેલી વેલડી વૃક્ષને વિંટળાઈ વળવા કેવી અધીરી બની છે ?"

"ત્હારી માફક રાજેશ્વરી." કહેતાં કહેતાં ગુણવંતે રાજેશ્વરીનો હાથ પોતાના હાથમાં લીધો. રાજેશ્વરીની આંખમાં કોઈ અજબ પ્રેમ–જ્યોત ચમકી.

થોડી વાતચીત પછી રાજેશ્વરી અને ગુણવંત છુટા પડયાં.

અને આમ હવે રાજેશ્વરી અને ગુણવંત વચ્ચેનો પ્રેમ દિનપ્ર-

તિદિન વધવા લાગ્યો. બન્ને જણાં એક બીજાનો વિરહ સહી શકતા નહિ.

એક દિવસ સવારનો સમય હતો, રાજેશ્વરી 'અનંતને આરે' નામનું પુસ્તક વાંચી રહી હતી. તેવામાં ગુણવંતે ખંડમાં પ્રવેશ કર્યો. તેના હાથમાં દવાની શીશી હતી. રાજેશ્વરીએ તરત જ તેને પૂછ્યું: "ગુણવંત ! કોની દવા લાવ્યા ?"

"પિતાજીની. રાજેશ્વરી ! છેલ્લા પાંચ છ દિવસથી તે માંદા પડ્યા છે; તેથી હું તને મળી શકતો નથી. આજે બ્હેનને દવા લેવા ન મોકલતાં હું બ્હાર નીકળ્યો છું અને તને મળવા આવ્યો છું.

"તો પછી આપણે નક્કી કરેલ લગ્ન પાછું ઠેલાશે નહિ, ગુણવંત ?"

"હા. રાજેશ્વરી ! પિતાજીની તબીયત સારી થશે કે તરત જ આપણે લગ્ન કરી લઈશું."

અને ત્યાર બાદ કેટલીક પ્રેમ-ગોષ્ટિને અંતે ગુણવંત રાજેશ્વરીથી છુટો પડ્યો.

ગુણવંતને ગયે ભાગ્યે જ થોડો સમય વીત્યો હશે ત્યાં રાજેશ્વરીના ખંડમાં એક તરૂણ યુવતિએ પ્રવેશ કર્યો. રાજેશ્વરીએ તેને જોઈ અને બોલી ઉઠી, "કોણ અનુરાધા ?–"

"હા."

"કેમ બ્હેન ! આજે તું અહિં કયાંથી ?"

"રાજેશ્વરી બ્હેન ! તમારી પાસે એક કામ માટે હું આવી છું." અનુરાધાએ કહ્યું.

"શું કામ ?"

"તે કામ......" કહેતાં કહેતાં અનુરાધા અચકી ગઈ !

"અનુરાધા ! કેમ અચકાય છે ?–"

"કારણ કે તે કામ તમે નહિ કરી શકો તેથી......"

"તોય ?"

"તે તમારા વિરૂદ્ધનું છે, રાજેશ્વરી બ્હેન !—"

" અનુરાધા ! એક વસ્તુ સ્પષ્ટ માનજે કે મ્હારી વિરૂદ્ધનું કાંઈ પણ કામ હશે છતાં તે મને યોગ્ય લાગશે તો તે પ્રમાણે પણ હું વર્તીશ. અને તને સ્હાય કરીશ."

" સારૂં. તો હું તમને પુછું છું કે તમે મ્હારા ભાઇને ચ્હાવ છો ખરા ?—"

" હા."

" તમારો તેમના ઉપર સંપૂર્ણ શુદ્ધ પ્રેમ છે ને ?—"

" હા......" ધીમા અવાજે રાજેશ્વરીએ ફરી જવાબ આપ્યો.

" તમે મ્હારા ભાઇને સુખી જોવા ઇચ્છા રાખો છો ?"

" શા માટે નહિ ? અનુરાધા ! તેમને સુખી જોવામાં જ મ્હારૂં સુખ સમાયેલું છે."

" છતાં રાજેશ્વરી બ્હેન ! તેમના સુખ પાછળ તમારે ભોગ આપવાનો છે તમારા પ્રેમની આહુતી પાછળ તેમનું સુખ સમાયેલું છે........"

" અનુરાધા ! તું શું કહેવા ઇચ્છે છે તે હું સ્પષ્ટ નથી સમજી શકતી."

" મ્હારા કથન પાછળ ઉંડું રહસ્ય છે, બ્હેન !—રાજેશ્વરી— તમારી એક 'હા' અને 'ના' માં ત્રણ માનવના જીવનનો આધાર છે. રાજેશ્વરી બ્હેન ! તમે મારા ભાઈ સાથે લગ્ન કરનાર છો તે વાત હમો સારી રીતે જાણીએ છીએ. તમારા પ્રેમ—માર્ગમાં આડા આવવાની હમારી કોઈની સહજ પણ ઇચ્છા નહોતી. પરન્તુ આજે એક વિચિત્ર વસ્તુ ઉપસ્થિત થવા પામી છે. મ્હારા પિતાની તબીયત વધુ નરમ થયાની વાત સાંભળી તેમના લેણદાર શેઠ મનમોહનદાસ હમણા આવ્યા હતા, તેમણે મ્હારા પિતા પાસે તેમના પાંત્રીસ હજાર રૂપીયા કે જે મ્હારા પિતાએ સટ્ટામાં ગુમાવ્યા હતા તેની માંગણી કરી. મ્હારા પિતાએ તેમને ઘણું સમજાવ્યા અને અશક્તિ

દર્શાવી. આખરે તેમને મ્હારા પિતા પાસે એક શરત મુકી અને તે એ કે જો મ્હારા ભાઈના લગ્ન તેમની પુત્રી ઉમા સાથે કરે તો તે પોતાનું બધું લેણું જતું કરે અને કોઇને ભવિષ્યમાં હેરાનગતીમાં ન ઉતારે. નહિતર, તેમણે સાફ કહ્યું છે કે જો અમે તેમની માંગણી કબુલ નહિ રાખીએ તો ઘર પર જપ્તી લાવશે અને બધાને રસ્તે રઝળતા કરશે. તેમના આ શબ્દોથી મ્હારા પિતાને સખ્ત આઘાત લાગ્યો છે. તે ગુણવંતને સમજાવવા ઇચ્છે છે પરંતુ તે સારી રીતે જાણે છે કે ગુણવંત માને તેમ નથી. હવે હમારું આ દુઃખ ટાળનાર જો કોઈ હોય તો તે તમે પોતેજ છો, રાજેશ્વરી બ્હેન!—તમારા એક જ શબ્દ પર સર્વનું ભાવી અવલંબી રહેલ છે...''

રાજેશ્વરીએ અનુરાધાની સર્વ વાત એકચિત્તે સાંભળી-તેના હૃદયમાં અનુરાધાની આ કથાએ કોઈ વિચિત્ર તોફાન જગાવ્યું. વિચાર વમળમાં તે ગોથાં ખાવા લાગી. પછી તે બોલી; "અનુરાધા!-ત્હારી વાત બરાબર છે-હું સમજી! મ્હારી 'ના' ઉપર તમો સર્વના જીવન ઝેર બને છે—અને મ્હારી 'હા' ઉપર સર્વનો સંસાર સુખમય બને છે. ફકત......" કહેતાં કહેતાં તે અચકી.

વળી પાછી તે ફરીથી બબડી. રાજેશ્વરી!-રાજેશ્વરી! અચકી શા માટે જાય છે? ત્હારા એકના બલિદાને—ત્હારા એકના ભોગે જો સર્વના જીવન બચતાં હોય—જો તેઓ સુખી બનતા હોય તો—તો તેમાં તું ગુણવંતને સમજાવીશ, એમ કહેવામાં અચકાય છે શાને?—"

અને તરત જ તે અનુરાધા તરફ ફરી અને કહ્યું "અનુરાધા!—બ્હેન ન ગભરાઈશ—હું પ્રતિજ્ઞાપુર્વક કહું છું કે ત્હારા ભાઇને હું જરૂર ઉમા સાથે લગ્ન કરવા સમજાવીશ—મનાવીશ અને નહિ માને તો ગમે તે ભોગે પણ મ્હારા પ્રત્યેનું તેમનું દીલ—તેમનો અનુરાગ ભીટાવી દઇશ-તે મને તિરસ્કારની નજરે જુવે તેમ કરીશ બોલ પછી!"

"બસ બ્હેન! તમારા આ કૃત્યથી હમો સર્વ કુટુંબ ઉપર

તમારો અનહદ ઉપકાર થશે." એટલું કહી અનુરાધા તરત જ ત્યાંથી ચાલી ગઈ.

અને અનુરાધાના ગયા પછી રાજેશ્વરીનું હૃદય રડી ઉઠયું. તેની આંખમાંથી આંસુની ધારા વ્હેવા લાગી–તેનું દીલ ફ્રવી ઉઠયું. ગુણવંત !–હવે તમે મને ભૂલી જજો–તમારા હૃદયમાં ઉમાને મુર્તિમંત કરજો–હું કમનસીબ છું......" કહેતા કહેતાં તે ધ્રુસકે ધ્રુસકે એક નાના બાળકની માફક રડી પડી અને પાસે પડેલા પલંગ પર આડી પડી. વિચારોના તોફાને શ્રમીત બની નિદ્રાધીન બની ગઈ !

(૪)

રાજેશ્વરીની વિદાય લઈ અનુરાધા ઘેર આવી અને પોતાના ભાઈથી છુપી રીતે તેની માતા અને પિતાને રાજેશ્વરીની પ્રતિજ્ઞાની વાત જણાવી. પિતાને ખાત્રી મળતાં તેમની તબીયત દિનપ્રતિદિન સુધરવા લાગી. અને થોડા સમયમાં તો તેમને સંપૂર્ણ આરામ થઈ ગયો.

પિતાને સંપૂર્ણ આરામ થતાં, એક દિવસ સાંજના ગુણવંત રાજેશ્વરીને મળવા ગયો. તેના ખંડમાં પ્રવેશ કર્યો. રાજેશ્વરી એક ખુરશી આગળ વિચારમાં ઉભી હતી ગુણવંતને જોતાં જ તેના હૃદય ઉપર કોઈ અસહ્ય આઘાત થતો હોય તેમ તેને લાગ્યું. તેણે એક ક્ષણ ગુણવંતના સામું જોયું, અને બીજી જ પળે પોતાની દ્રષ્ટિ ફેરવી લઈ જમીન તરફ જોયું. તેના મુખ ઉપર ગંભીરતા છવાઈ હતી.

ગુણવંતને આજે એકાએક રાજેશ્વરીની આ દશાથી આશ્ચર્ય ઉપજ્યું. તેના પ્રફુલ્લિત વદન ઉપર એકાએક વિષાદ છાયાનું આવરણ છવાયું. તે આગળ વધી ના શક્યો તેના પગ ઉપડતા ન્હોતા. એકાએક તેનાથી બોલાઈ જવાયું. "રાજેશ્વરી !......"

"કેમ આવો ગુણવંત......" ધીમા અવાજે તેણે કહ્યું; તેના

અવાજમાં આજે કોઈ અકથ્ય દર્દ હતું.

" રાજેશ્વરી ! " આજે હું-કેટલો હર્ષભર્યો તને મળવા આવું છું અને તું આમ શોકાતુર વદને મ્હારૂં સ્વાગત કરે છે ? "

" હું શોકાતુર છું ?..." સહજ ભવાં ચઢાવતાં કહ્યું, "શા માટે ?"

" તેની તો તને ખબર. રાજેશ્વરી."

" મને તો કાંઈ જ ખબર નથી." રાજેશ્વરીએ ગંભીર ભાવે કહ્યું.

" હશે એ વાત હવે જવા દે. હું તને પુછું તેનો જ જવાબ આપ."

" શું ? "

" હવે આપણે લગ્ન-ગ્રંથીથી ક્યારે જોડાઈ જઈશું ? "

" લગ્ન ?—" તે મ્હારા માટે હવે અશક્ય છે. ગુણવંત ! "

" કેમ ? શું તું મ્હારી સાથે લગ્ન કરવા નથી ઈચ્છતી ? "

" અત્યાર સુધી જરૂર હું ઈચ્છતી હતી, પરંતુ હવે લગ્ન નહિ કરવા મેં નિર્ણય કર્યો છે.

" આ તું શું બોલે છે રાજેશ્વરી ? "

" હું સર્વ સાચું જ કહું છું."

" નહિ નહિ, તું મ્હારી મશ્કરી કરે છે-મ્હારા હૃદયની પરખ કરે છે. રાજેશ્વરી ! હું સારી રીતે ત્હારી રમત સમજુ છું."

તમારો એ ભ્રમ છે, ગુણવંત !-મેં લગ્ન નહિ કરવાનો હવે સંપૂર્ણ નિર્ણય કર્યો છે."

" તેનું કારણ ? "

" કારણ એજ કે તમે ગરીબ છો-દેવાદાર છો ગુણવંત !-" સહજ સખ્ત બનતા રાજેશ્વરી બોલી.

રાજેશ્વરીના આ શબ્દોએ ગુણવંતનું હૃદય ચુર્ણ-વિચુર્ણ બન્યું તે બોલી ઉઠયો " રાજેશ્વરી ! તું આ શું કહે છે ?-"

"રાજેશ્વરી જે બોલે છે તે વિચારીને જ બોલે છે, સમજ્યા."

"એટલે તેં મને આખરે દગો દીધો એમજ ને?"

"દગો મેં દીધો કે તમે દીધો ગુણવંત?"

"મેં તને શું દગો દીધો?"

"તમે દેવાદાર છો તે મ્હારાથી આજ સુધી છુપું રાખ્યું—"

"તો શું તું શ્રીમંતાઇને વરવા માંગતી હતી?"

"તે બાબતમાં હું અત્યારે કાંઈ કહેવા નથી ઇચ્છતી."

"ત્હારી વાતને છૂપાવે છે શા માટે?"

"પ્રથમ જ્યારે તમે તેની શરૂઆત કરી ત્યારે મ્હારે પણ મ્હારી વાત છૂપાવવી તો જોઇએ ને?"

રાજેશ્વરીની આજની વિચિત્ર મનોવૃત્તિએ ગુણવંતને કોઈ જુદીજ પરિસ્થિતિમાં મુકી દીધો હતો. તેનું હૈયુ ભરાઈ આવ્યું. તે ગદગદ કંઠે બોલ્યો "હા! રાજેશ્વરી! તેં મ્હારૂં સ્વાગત તો સારૂં કર્યું હોં........"

"હવે રાજેશ્વરી તમારું સ્વાગત કરી શકે તેમ નથી. ગુણવંત! હવે તમારૂ સ્વાગત તો કોઈ અન્ય યુવતિ કરશે..."

"ત્હારા શબ્દોની મને કાંઈ સમજ પડતી નથી."

"તેમાંનું હમણાં કાંઈ સમજાઈ શકાય તેમ નથી."

"તો પછી શું તું કૌમાર્ય જીવન ગાળવા ઇચ્છા રાખે છે?"

"નહિ. કૌમાર્ય જીવન ગાળવાની મ્હારી ઇચ્છા નથી."

"તો પછી?"

"હું લગ્ન કરીશ."

"કોની સાથે?"

"તે પછીથી તમે જાણશો."

ગુણવંતે પોતાના હાથ કાન પર મૂકતાં કહ્યું, "બસ કર. રાજેશ્વરી. હું ત્હારી વાત હવે વધુ સાંભળવા ઇચ્છતો નથી..." કહેતો

કહેતો ગુણવંત મકાનની બ્હાર નીકળી ગયો. તેના પગમાં કોઈ અદ્રશ્ય બોજ પડ્યો હોય તેમ તેના પગ ઉપડતા ન્હોતા છતાં તે પરાણે આગળ ચાલતો હતો. તેના હૃદયમાં કોઈ ભયંકર તોફાન ચાલી રહ્યું હતું, "બેવફા સ્ત્રી જાત!–રાજેશ્વરી!–આખરે તું પણ દગાખોર નીકળી–ગરીબાઈ તને પણ ખૂંચી ખરું ને? શ્રીમંતાઇને વરવા ઇચ્છા થઈ–આશાની ઉંચી ઈમારતે ચઢાવી આખરે મને નિરાશાની ખાઈમાં ફેંકી દીધો..." બોલતાં બોલતાં તેનું હૃદય ભરાઈ આવ્યું. તેને તેનો માર્ગ અંધકારમય લાગ્યો.

જ્યારે બીજી બાજુ રાજેશ્વરીની સ્થિતિ પણ વિષમ બની હતી. ગુણવંતના ચાલ્યા ગયા પછી તે એક નાના બાળકની માફક તે રડી પડી. તેની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. તેનું હૃદય પોકારી ઉઠ્યું. "રાજેશ્વરી!–કમભાગ્ય રાજેશ્વરી! ત્હારા પ્રેમનું બલિદાન અપાયું. તું જેને મ્હારો કહીને પોકારતી હતી તે ગુણવંત હવે ઉમાનો ગુણવંત બનશે ત્હારું સર્વસ્વ, હવે તેનું સર્વસ્વ બનશે..." તેણે તરત જ પોતાની આંખો ઉપર બન્ને હાથ ઢાંકી દીધા. અને અંધકારમાં ગોથાં ખાવા લાગી.

અને આખરે ગુણવંત અને ઉમાના લગ્ન થઈ ગયાં.

× × × ×

ઉમાના જીવનની આજે સૌભાગ્ય–રાત્રી હતી. ઉમા બારી આગળ કાંઈક વિચાર કરતી ઉભી હતી. ગુણવંત સામેના પલંગ પર બેઠો હતો તે ઉભો થયો અને ઉમાની પાસે આવી તેના ખભે હાથ મુક્યો તરત જ ઉમાએ ગુણવંતના સામું જોયું. બન્નેના મુખ ઉપર હાસ્ય છવાયું. ગુણવંતે ઉમાને પોતાના તરફ ખેંચી, અને હૃદય સરસી દબાવી. અને જેવું તે પ્રેમ–ભીનું ચુંબન કરવા જતો હતો ત્યાં તો એકાએક બ્હારથી બારણાં ખખડવાનો અવાજ આવ્યો. તરત જ ઉમા ગુણવંતના હાથમાંથી છૂટી થઇને દોડી, અને ખંડના બારણાં

ઉઘાડયાં. બારણું ઉઘડતાંની સાથે અનુરાધા એકદમ અંદર આવી. તેની આંખમાં આંસુ હતાં, તે હાંફતી હોય તેમ લાગતું હતું.

"કેમ બ્હેન ?–" ગુણવંતે અનુરાધાને પૂછ્યું.

"ભાઈ!–" અનુરાધા આગળ બોલતાં અચકાઈ.

"કેમ અચકાય છે અનુરાધા ?–"

"ભાઈ! એક વાત કહેવા આવી છું."

"શું ?"

"રાજેશ્વરી ગઈ—"

"શું પરણી ગઈ ?–"

"ના. ના. પરણી નહિ પણ પ્રભુના ધામમાં ચાલી ગઈ..." દ્રવતા હૃદયે અનુરાધાએ કહ્યું.

"શું રાજેશ્વરી મરણ પામી ?–" સહજ આશ્ચર્ય દર્શાવતા ગુણવંતે કહ્યું. પછી બેદરકારીભર્યા અવાજે તેણે કહ્યું. "તેમાં શું થયું અનુરાધા ?–તેના જેવી બેવફા સ્ત્રી માટે તે યોગ્ય જ હતું, હશે. તેથી મ્હારે શું ?–"

"આ શું બોલો છો ભાઈ?"

"હું શું ખોટું બોલું છું અનુરાધા ?–તે દગાખોર હતી મ્હારી સાથે કરેલી બેવફાઇનો અંતિમ નતિજો તેને મળ્યો, તે શ્રીમંતને વરવા ચ્હાતી હતી..."

"તમે તેને તેવા શબ્દોથી ન તુચ્છકારો ભાઈ?–તમારી ગેર-સમજ થાય છે. તેણે બેવફાઈ નથી કરી પરંતુ તે બીચારીએ અન્યને માટે પોતાના પ્રેમનું બલિદાન આપ્યું છે–"

"તે હું માનવા તૈયાર નથી, તેણે મ્હારૂં સ્વાગત અપમાનથી કર્યું હતું."

"જે હૃદયથી તેણે તમારૂં અપમાન કર્યું હતું તે હૃદય રાજેશ્વરીનું સાચું હૃદય ન્હોતું–તે તો કૃત્રિમ હૃદય હતું. મ્હારી વિનંતી

અને આજીજીએ તેણે પોતાના પ્રેમનો ભોગ આપ્યો હતો. ઉમા સાથે તમે લગ્ન કરો તે માટે તેણે ફક્ત બનાવટ કરી હતી..."

"શું તું આ બધું સાચું જ કહે છે અનુરાધા ?—શું તેણે મ્હારા સુખને ખાતર પોતાનું બલિદાન આપ્યું ?—હા ! રાજેશ્વરી ! તેં મને છેક સુધી અંધારામાં જ રાખ્યો ." તેનું મગજ ભમવા લાગ્યું. તે એકદમ પાગલ સમો બની ગયો અને પોતાના ખંડની બહાર દોડયો સીધો નદી કિનારા તરફ જવા લાગ્યો, તેની પાછળ અનુરાધા અને ઉમા પણ દોડયાં.

નદિના કિનારે એક ચીતા સળગી રહી હતી. તેની રક્ત જ્વાલાઓ આકાશમાં ઉંચે ઉંચે પ્રસરી રહી હતી. ગુણવંત નદિના કિનારે આવી પ્હોંચ્યો, તેની આંખમાંથી આંસુની ધારા વહી રહી હતી, તેના હૃદયમાં પશ્ચાતાપની જ્વાલાઓ પ્રજ્વળી રહી હતી. દીલ પોકારી ઉઠયું "રાજેશ્વરી !..."

અને ત્યાં તો આંખે અંધારાં આવતાં જમીન ઉપર ઢળી પડયો. ઉમા અને અનુરાધા ત્યાં આવી પહોંચ્યા. તેમણે ગુણવંતને શુદ્ધીમાં આણ્યો, થોડીવારે શુદ્ધીમાં આવતાં તેના મુખમાંથી ઉદગાર સરી પડયા, "રાજેશ્વરી !...રાજેશ્વરી !..."

અને ત્યાં કોઈ એક અણજાણ વ્યક્તિએ આવી ગુણવંતના હાથમાં એક પત્ર મુકયો, અને છાયા સમી તે વ્યક્તિ સડસડાટ ચાલી ગઈ, ગુણવંતે પત્ર ખોલ્યો. પત્રમાંના અક્ષરો જોઈ તે સમજી ગયો કે તે અક્ષરો રાજેશ્વરીના હતા તેમાં લખ્યું હતું.

"ગુણવંત !"

તે દિવસના મ્હારા વર્તનથી તમારા હૃદયને ઘણું જ દુઃખ થયું હશે. પરંતુ મેં જે કાંઈ કર્યું હતું તે તમારા સુખને ખાતર જ કર્યું હતું. ઉમા સાથે લગ્ન કરી સુખી થાવ તે માટે મેં મ્હારા પ્રેમનું બલિદાન આપવું યોગ્ય ધાર્યું. તમે અને ઉમા સુખી થજો.

બ્હેન અનુરાધાને કહેજો કે તેના કહ્યા પ્રમાણે મેં મ્હારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરી છે. એજ–મને ક્ષમા કરજો...

તમારી **રાજેશ્વરી...**

પત્ર વાંચ્યો અને તરત જ ગુણવંતે સામેની ચીતા તરફ જોયું. જ્વાલાઓ ઠંડી પડી હતી–તે તરત જ રાજેશ્વરીની ચીતાની છેક નજીક ગયો. તેણે ઠંડી પડેલી ચીતાની ભસ્મ પોતાના બન્ને હાથમાં લીધી અને બોલી ઉઠયો " રાજેશ્વરી !–રાજેશ્વરી !–હું તને તો મેળવી ન શક્યો પરંતુ આખરે ત્હારી ભસ્મને તો હું મેળવી શકયો. તેની આંખમાંથી આંસુના બિન્દુઓ ટપકતાં હતાં તે ભસ્મ સાથે મળી જતાં હતાં. તે પોતાની રાજેશ્વરી ઉપર આંસુના ફુલ ચઢાવતો હતો. પછી તેણે પોતાના બન્ને હાથ મોં ઉપર ઢાંકી દીધા.

અને ગુણવંતની આ દશા જોઈ અનુરાધા અને ઉમાની આંખ-માંથી પણ આંસુના બિન્દુઓ ટપકી પડયાં.

# માર્ગ ભૂલી

"ઉઠ જાગ મુસાફીર ભોર ભઈ,
અબ નિંદમે તું ક્યોં સોવત હય;
જો જાગત હય વો પાવત હય
જો સોવત હય વો ખોવત હય..."

પ્રભાતનો પ્હોર હતો અને અર્ધ નિદ્રીત જગતકિશોરના કાને

પ્રભાતફેરીમાં ગવાતા ગીતના સ્વરો પડ્યા. તે સફાળો જાગી ઉઠ્યો. તે પોતાની પથારીમાં બેઠો. તેના હૃદયમાં કોઈ ભયંકર તોફાન ચાલી રહ્યું હોય તેમ તેને લાગતું હતું, તેના હૃદયમાં વિચારોનું મંથન થવા લાગ્યું, અને એ તોફાન-એ મંથનનું સત્વ તેના મૂખ ઉપર તરવરતું હતું. તે એકાએક બોલી ઉઠ્યો:

**"જો સોવત હય વો ખોવત હય,**
**જો જાગત હય વો પાવત હય..."**

"સત્ય છે નિદ્રાના ઘેનમાં અટવાયેલા માનવો પોતાનું સર્વસ્વ ગૂમાવે છે. હા! આજે એ વખત આવી લાગ્યો છે જ્યારે મ્હારે પણ આ મોહ-નિદ્રાનો ત્યાગ કરવો જોઇએ. માતા ભારતી આજે ગુલામીમાં સબડે છે. તેની ગુલામીની એ શૃંખલાઓ તોડવા હવે મ્હારે કટીબદ્ધ થવું જોઇએ. હું બહુ સૂતો. નિદ્રાના અને મોહના આવરણોને અત્યાર સુધી હું દૂર ના કરી શક્યો. પરંતુ આજે કોઈ અલૌકિક સંદેશો મને જાગૃત કરી રહ્યો છે. આજે કોઈ દિવ્ય પ્રેરણા મને આવ્હાન આપી રહી છે, તે મ્હારા અન્ધકાર-પન્થને ફેડશે, મ્હારા અંધારછાયા માર્ગની તે જ્યોતિ બનશે."

જગતકિશોરના મૂખ ઉપર કોઈ અલૌકિક તેજ ચમકવા લાગ્યું. એકાએક તેની દ્રષ્ટિ પોતાના પડખે સુતેલી લલિતાંગી કુસુમ તરફ ગઈ.

કુસુમ ભરનિદ્રામાં પોઢી હતી. તેના વાળ વીખરાયેલા હતા. તેની કમળ-પાંખડી સમ બીડાયેલ આંખો તેના મૂખ-સૌન્દર્યમાં ઉમેરો કરતી હતી.

જગતકિશોરે પોતાનો હાથ નિદ્રાધીન કુસુમના ગાલે અડકાડ્યો. તેને ઉઠાડવા પ્રયત્ન કર્યો.

પોતાના ગાલ પર હાથનો સ્પર્શ થતાં જ ચપળ મૃગલી સમી કુસુમે એકદમ આંખનાં બીડાયેલાં પોપચાં ખોલ્યાં. તેણે પતિદેવને નિહાળ્યા અને બીજી જ ક્ષણે ફરી પાછાં નિદ્રાઘેને ઘેરાયેલાં પોતાનાં

નયન ઢાળી દીધાં. ફરી જગતકિશોરે ઉંઘતી કુસુમના ભાલાટે પોતાનો હાથ ફેરવ્યો, અને તેને ધીરે ધીરે કુસુમના વિખરાયેલા વાળ તરફ લઈ જઈ પોતાના હાથ વડે વાળની સાથે ગેલ કરવા લાગ્યો, સહજ વાળને પોતાના તરફ ખેંચ્યા. કુસુમના નેત્રો ફરી પાછાં ખૂલ્યાં. હવે તે સંપૂર્ણ જાગૃત બની હતી. પતિદેવને નિહાળીને તેના મૂખ ઉપર એક સ્મિત વીલસ્યું અને એકાએક ઉદ્ગાર સર્યાં "વ્હાલા ! કેમ આજે કાંઈ આટલા બધા વ્હેલા જાગ્યા છો ?"

"આજથી મ્હારો જીવન-પલ્ટો થયો છે તેથી. આજે મ્હારો અંધકાર ફેડનાર અને મોહ-નિદ્રાના તિમિરનો નાશ કરનાર માર્ગ-દર્શક-દિપક ઝળહળ્યો છે તેથી—"

"પણ તમારી આ ફીલ્સુફી કે તત્વજ્ઞાનને હું ન સમજી."

"કુસુમ ! હવે જગતકિશોરનું હૃદય શુદ્ધ બન્યું છે-તેનામાં સંપૂર્ણ પરિવર્તન થવા પામ્યું છે." જગતકિશોરે કુસુમના મસ્તકે પોતાનો હાથ મૂકતાં કહ્યું.

કુસુમે જગતકિશોરના મૂખ સામે એકી ટશે નિહાળવા માંડ્યું અને પછી તે બોલી "નાથ ! તમારામાં આમ એકાએક પરિવર્તન કોણે કર્યું ?" તેના શબ્દોમાં આશ્ચર્ય હતું.

"મ્હારા જીવનનું પરિવર્તન કરનાર-મ્હારા હૃદયની શુદ્ધિ કર-નાર-મ્હારી નિદ્રા અને મોહ-તિમિરનો નાશ કરનાર છે ગીતની બે ચિનગારીઓ—"

"કયા ગીતની ?......"

અને કુસુમ આગળ બોલે ત્યાં તો ફરી પાછું પ્રભાત ફેરીમાં ગવાતું પેલું ગીત સંભળાયું:

**"ઉઠ જાગ મુસાફીર ભોર ભઇ,**
**અબ નિંદમે તું ક્યોં સોવત હય;**

**જો જાગત હય વો પાવત હય,**
**જો સોવત હય વો ખોવત હય...”**

“કુસુમ ! આજ ગીતે મ્હારૂં જીવન ઉજાળ્યું છે. હવે હું જાઉં છું !–દેવી !” જગતકિશોરે ઉભા થતાં કહ્યું.

“પણ ક્યાં જશો ?” કુસુમે પૂછ્યું.

“હું જાઉં છું માતા ભારતીના કાજે સ્વાતંત્ર યુદ્ધમાં ઝૂકાવવા–ગુલામીની કાજળકાળી રાત્રી મીટાવી આઝાદીની દીવ્ય ઉષા પ્રગટાવવા–મ્હારા હૃદયની હવે એજ તમન્ના છે. કુસુમ !...”

“પણ પ્રાણનાથ ! તમારા ગયા પછી મ્હારૂં શું ?—” કુસુમે પોતાની નિરાધારાવસ્થા દર્શાવી.

“કુસુમ ! તેની ચિંતા આપણે નહિ એ જગત–નિયંતાએ કરવાની છે. માનવ–જાતની તેને વધુ દરકાર છે. માતા ભારતી તેના પૂત્રોને પોકારી રહી છે. તેને ગુલામીના બંધનમાંથી મૂક્ત કરવી એ તેના સંતાનોની ફરજ નથી શું ?–માતાની મૂક્તિ આગળ ત્હારૂં સૌભાગ્ય ગૌણ છે–તેની આગળ ત્હારૂં સૌભાગ્ય કાંઈજ વિસાતમાં નથી. અને કુસુમ !–ત્હારે પણ સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝૂકાવવું જોઈએ. માતાની મૂકિત કાજે આપણ બન્નેનો હિસ્સો સરખો હોવો જોઈએ...”

અને જગતકિશોરના પ્રોત્સાહને કુસુમે પણ આઝાદીના જંગમાં ઝૂકાવવાનો સંપૂર્ણ નિર્ણય કર્યો. અને બન્નેએ લડતમાં સક્રિય ભાગ લેવો શરૂ કર્યો. જગતકિશોરે સવિનય–ભંગની લડતમાં ખૂબ ભાગ ભજવવા માંડ્યો જ્યારે કુસુમ સ્વયંસેવિકા બની. સ્વાતંત્ર્ય યુદ્ધના સૈનિકો ઉપર ગુજરેલા ધારાસણા અને વીરમગામના લાઠીમારના જૂલ્મો તથા અત્યાચારો માનવ–જાતને કંપાવી મૂકે તેવા હતા. અને એ અત્યાચારો જેમ જેમ દિનપ્રતિદિન વધતા ગયા તેમ તેમ સમગ્ર દેશમાં નવું જોમ–નવું ચેતન અને નવીન બળ પ્રગટવા લાગ્યું. એ અત્યાચારોના પ્રતિકાર રૂપ ધારાસણા અને વીરમગામ ટુકડીઓ ઉપર ટુકડીઓ જવા લાગી.

જગતકિશોર પણ મીઠાનો સવિનય કાનુનભંગ કરવા ધારાસણાની ટુકડીમાં જોડાયો. તેના અતિ ઉત્સાહે અને આગળ પડતા ભાગને લીધે ટુકડીની આગેવાની તેને સોંપવામાં આવી.

આમ જગતકિશોરવાળી ટુકડી ધારાસણા જવા ઉપડી ગઈ.

જ્યારે બીજી બાજુ ધારાસણા આવતી ટુકડીઓ ખાળવા લાઠીધારી સીપાઈઓ નાકુ રોકી તેની કોર્ડન કરી સખ્ત ચોકી કરી રહ્યા હતા. ત્યાં તેમની નજર જગતકિશોરની આગેવાનીવાળી સત્યાગ્રહીઓની ટુકડી પર પડી. તેઓ તરત જ તેમની તરફ આગળ ધસ્યા. આખીએ ટુકડીની આજુબાજુ કોર્ડન કરી લીધું. સત્યાગ્રહીઓ તરત જ જમીન ઉપર બેસી ગયા.

તે સ્થળ વેરાન હતું. સૂર્યનો પ્રખર તાપ ધીકી રહ્યો હતો. અને એ ધોમ ધીખતા તાપમાં તરસથી ટળવળતા સૈનિકો ત્યાં જમીન ઉપર જ બેસી ગયા હતા.

થોડોક સમય વીત્યા બાદ દરેકને ત્યાંથી પાછા ચાલ્યા જવા હુકમ ફરમાવવામાં આવ્યો અને જો પાછા નહિ જાવ તો બળજબરીએ ત્યાંથી ખસેડવામાં આવશે એવી સૂચના કરવામાં આવી. પરંતુ દરેક સત્યાગ્રહીએ ત્યાંથી એક તસુ પણ ખસવાની સાફ ના પાડી દીધી. અને ત્યાં તો એક ક્ષણમાં લાઠીમાર શરૂ થયો. માતા ભારતીના એ નવલોહીઆ શૂરા સૈનિકોના અંગેઅંગ ઉપર લાઠીના સખ્ત પ્રહારો થવા લાગ્યા. તેમાં કાંઈકના માથાં ફૂટયાં—કંઈક બેભાન બન્યાં.

જગતકિશોર ઉપર પણ લાઠીઓની ઝડી વરસી માથામાં એક સખ્ત ફટકો વાગતાં તેને તમ્મર આવ્યા અને જમીન ઉપર ગબડી પડયો. તેના માથામાંથી લોહી વહી રહ્યું હતું—જમીન એ લોહીથી ખરડાઈ રહી હતી.

થોડી વાર પછી દરેકને ત્યાંથી હોસ્પિટલમાં ખસેડવામાં આવ્યા.

હોસ્પિટલમાં તેમની યોગ્ય સારવાર કરવામાં આવી. જગતકિશોર પણ સારો થઈ ગયો; અને ફરી પાછો પોતાના કાર્યમાં લાગી ગયો.

અનેકવિધ જૂલ્મો અને અત્યાચારો સામે વીરમગામમાં એક સભા રાખવામાં આવી હતી. સભાના નિયત સમય અગાઉ સભા-સ્થાન માનવમેદનીથી ઉભરાઈ ગયું. જગતકિશોર ભાષણ આપવા ઉભો થયો. ત્યાં એક પોલીસ અમલદારે જગતકિશોરના હાથમાં એક કાગળ મૂકયો. એ કાગળમાં જગતકિશોરને ભાષણ નહિ કરવા તેની સામે મનાઈહુકમ ફરમાવવામાં આવ્યો હતો.

પરંતુ જગતકિશોર તો ભારતના સ્વાતંત્ર યુદ્ધનો–ધર્મ–યુદ્ધનો સાચો સૈનિક હતો. તેણે તરત જ પોતાને ફરમાવવામાં આવેલા મનાઈહુકમનો ભંગ કર્યો અને પોતાનું ભાષણ વીસ મીનીટ સુધી ચાલુ રાખ્યું. તેને તરત જ ગીરફતાર કરવામાં આવ્યો. આથી સભામાં ઉશ્કેરણી ફેલાવા પામી. અને તરત જ આખીય સભાને લાઠીમારથી વિખેરી નાંખવામાં આવી.

× × × ×

જગતકિશોરનો કેસ આજે ખાસ મેજીસ્ટ્રેટ સમક્ષ ચાલનાર હતો. આખીએ કોર્ટ માણસોથી ચીકાર ભરાઈ ગઈ હતી. થોડીક વારે જગતકિશોરને કોર્ટમાં રજૂ કરવામાં આવ્યો. તેની સામે મના-ઈહુકમનો ભંગ કરવાનું તહોમત મૂકવામાં આવ્યું અને બચાવ માટે પૂછવામાં આવ્યું.

મેજીસ્ટ્રેટના પ્રશ્નના જવાબમાં જગતકિશોરે જણાવ્યું કે "હું કોર્ટના કામકાજમાં કાંઈપણ ભાગ લેવા માંગતો નથી. ફકત હું એટલું જ કહેવા ઈચ્છું છું કે જો દેશસેવા એ ગુન્હો હોય તો મેં એ ગુન્હો કર્યો છે."

ત્યાર પછી મેજીસ્ટ્રેટ તરફથી ચૂકાદો આપતાં જગતકિશોરને તેના કહેવાતા ગુન્હા બદલ અઢી વર્ષની સખ્ત સજા ફરમાવવામાં આવી.

અને આમ જગતકિશોર જેલના મ્હેમાન બન્યો. કુસુમને પણ જગતકિશોરને થએલ સખ્ત સજાની ખબર મળી હતી. હવે તે પણ પરદેશી દારૂની દુકાન પર પીકેટીંગ કરી રહી હતી. શરાબના શોખીનો અને દુકાનદારોના ગલીચ શબ્દપ્રહારો દરેક સ્વયંસેવિકાઓને સહન કરવા પડતા હતા. સૂર્યના પ્રખર તાપમાં ચોકી કરતી કેશરીયા સાડીમાં સજ્જ થએલ આ સ્વયંસેવિકાઓની કાર્ય—શકિત અદ્દભૂત હતી.

એક દિવસ કુસુમ પીકેટીંગ કરતી હતી ત્યાં તેની સાથે એક નવિન સ્વયંસેવકને મૂકવામાં આવ્યો. કુસુમ તેને સારી રીતે ઓળખતી હતી.

"રસિકચંદ્ર! તમને મ્હારા સાથી તરીકે અહિં મૂકવામાં આવ્યા ?" સહજ વીલસતા હાસ્યે કુસુમે એ નવિન સ્વયંસેવકને પૂછ્યું.

"હા. કુસુમબ્હેન!" તેણે પણ સ્મીત કરતાં કુસુમના પ્રશ્નનો જવાબ આપ્યો.

અને આમ રસિકચંદ્ર તથા કુસુમ એક જ દુકાન પર સાથે પીકેટીંગ કરતાં હોઈ કુદરતી રીતે જ તેઓ બન્ને વચ્ચેનું અંતર દૂર થતું હતું અને બન્ને જણાં નીકટના સ્નેહી બનવા લાગ્યાં હતાં.

કેટલીએ વાર એવા પ્રસંગો ઉદ્દભવે છે કે જ્યારે સદ્દગુણીઓ પણ પોતાનું ભાન ભૂલે છે. અને અવનતીના પન્થે ચઢી જાય છે.

અને વધુ નીકટના તેમજ ગાઢ સહવાસે કુસુમ તથા રસિકચંદ્ર માટે પણ તેમજ બન્યું હતું.

× × × ×

બપોરનો સમય હતો, કુસુમ અને રસિકચંદ્ર દારૂની દુકાન પાસેના એક ખાટલા પર ચોકી કરતાં બેઠાં હતાં. તેઓ બન્ને જણાં અત્યારે કોઈ જૂદા જ મનોરાજ્યમાં વિચરી રહ્યાં હતાં. ગાઢ સ્નેહ અને નીકટના સહવાસે તેમની વચ્ચેની લજ્જાનાં બંધનો ઢીલાં પડયાં હતાં, અને વખતો વખત વાર્તાલાપમાં ગૂંથાતાં હતાં.

"રસિકચંદ્ર! તમે જમો છો ક્યાં?" કુસુમે પૂછ્યું.

"હમારે જમવા માટે બીજું કયું સ્થળ હોઈ શકે? લૉજ અને વીશીના ભાણે જીવન વ્યતીત કરીએ છીએ." રસિકચંદ્રે કુસુમ તરફ સહજ સ્મીત કરતાં કહ્યું.

"એવું શા માટે કરો છો? તમે મ્હારે ત્યાંજ જમવાનું રાખો તો?"

"એટલી બધી તસ્દી તમોને શા માટે આપવી?" રસિકે સહજ ગંભીર બનતાં કહ્યું.

"પણ તેમાં તમોને કાંઈ હરકત છે? જો તમો જમવા આવશો તો હું પણ બે ટંક સારી રીતે ભોજન લઈ શકીશ. કારણ કે કુદરતીજ એક જણને માટે બે ટંક રાંધવું કંટાળાજનક હોય છે." કુસુમે કાંઈક મક્કમપણે પોતાની દલીલ સમર્થનપૂર્વક કરી.

"મને તો કાંઈ હરકત નથી. પણ......" રસિકચંદ્ર આગળ બોલતા અચકાયો.

"પણ–બણ કાંઈ નહિ. તમારે વીશી અને લૉજનું ભોજન છોડી મ્હારે ત્યાંજ જમવાનું રાખવું પડશે સમજ્યા?" કુસુમે કહ્યું.

અને આખરે રસિકચંદ્રને કુસુમના આગ્રહને વશ થવું પડ્યું અને નિયમીત રીતે કુસુમને ત્યાં જમવાનું ચાલુ રાખ્યું. હવે તો કુસુમ તથા રસિકચંદ્ર એકએકના ગાઢ સ્નેહી બન્યા હતા.

એકાંતમાં શું શું અનિષ્ટ બનાવો નથી બનતા? જગતે એકાંતને બુરો માન્યો છે–કનિષ્ટ કલ્પ્યો છે. નિરવશાંતિ પથરાયેલ એકાંત સ્થળે સદ્‌ગુણીઓ–ચારિત્રશાળીઓ અને મહાન ઋષી મુનિઓએ પણ પોતાનું ભાન ગૂમાવ્યું છે–અને પતનના પન્થે પળ્યા છે. એકાંત એવી વસ્તુ છે કે જ્યાં ભાઈ અને બ્હેન, પીતા અને પુત્રીએ મળવું જોખમકારક અને અહિતકર્તા માનવામાં આવ્યું છે, એકાંત સમયે લજ્જાના આવરણો ભેદાય છે અને વિશુદ્ધ આત્મા, વિલાસી આત્મા બને છે–પાપાત્મા બને છે.

(૨)

પૂર્ણિમાની રાત્રી હતી. લગભગ સાડાઆઠ વાગ્યાનો સમય હતો. આજે કુસુમે રસિકચંદ્રને દુધ-પૌંઆનું આમંત્રણ આપેલ હોઈ અગાસીમાં આવી સોળે કળાએ પ્રકાશતા ચંદ્રના ધવલ કિરણોની નીચે દુધ-પૌંઆથી ભરેલું વાસણ મૂક્યું. તેનું મન આજે પ્રફુલ્લિત બન્યું હતું, તેના હૃદયમાં આજે કોઈ અજબ થનગનાટ મચ્યો હતો. તે પછી નીચેના ખંડમાં ગઈ અને હારમોનીયમ લઈ આવી. તેણે ધીરે ધીરે પોતાની કોમળ આંગળીઓ તેના ઉપર ફેરવવા માંડી, અને વિરહીણીની વિરહ-વ્યથા તેણે સંગીતમાં ઉતારવા માંડી.

અને ત્યાં તો ઉન્માદીની કુસુમના કર્ણે દૂર દૂરથી ટહુકતી કોયલનો ટહૂકાર સંભળાયો. એ કોયલના ટહૂકારે તે બોલી ઉઠી "શા માટે આમ સતાવે છે કોયલડી? તું ટહૂકે છે અને મ્હારા હૃદયને સળગાવે છે-વિરહની વેદનાને વધુ પ્રજ્વલિત કરે છે."

આમ જ્યારે વિરહ-ઘેલી કુસુમ કલ્પના-તરંગે ઝૂલી રહી હતી તેવે સમયે રસિકચંદ્રે ધીરે પગલે અગાશીમાં પ્રવેશ કર્યો. તેણે કુસુમના છેલ્લા શબ્દો સાંભળ્યા અને એકાંત સમયે સુંદરીના મૂખથી ઉચ્ચારાતા એવા શબ્દો યુવાન હૃદય ઉપર શું અસર નથી કરતા? તેના હૃદયમાં પણ કોઈ અગમ્ય ઉન્માદ વ્યાપવા લાગ્યો. તેણે પ્રેમોદ્વેગ બનેલી કુસુમને ઉદ્દેશીને કહ્યું "કુસુમ! શાના વિચારમાં છો?"

પણ કુસુમ રસિકચંદ્રના ધીમા શબ્દો સાંભળી શકી નહિ. તે તો કોઈ ગહન વિચારોમાં લીન હતી, એટલે તે તરત જ આગળ વધ્યો અને કુસુમની પાછળ તેના અંબોડે સહજ આંગળીનો સ્પર્શ કરતાં કહ્યું "કુસુમ!......"

પોતાના અંબોડે આંગળીનો સ્પર્શ થતાં જ કુસુમે પાછું વાળીને જોયું. તેના મુખ ઉપર કોઈ અગમ્ય ભાવ તરવરી રહ્યા હતા.

"હું દુધ-પૌંઆ ખાવા આવી પહોંચ્યો છું." કહીને તે કુસુમથી સહજ દૂર બેઠો.

થોડીક પળ માટે કુસુમના હૃદયમાં આવેલી ભરતી સમાઈ ગઈ. તેણે પાસે પડેલ દુધ-પૌંઆનું વાસણ પોતાની નજીક ખેંચ્યું, અને બે રકાબીઓમાં તેણે પૌંઆ કાઢયા. પછી બે નાની ચમચીઓ તેણે તેમાં મૂકી એટલે રસિકચંદ્ર ચમચીને ઉપાડવા ગયો ત્યાં કુસુમે તેને અટકાવ્યો. આજે કુસુમના હૃદયમાં કોઈ અગમ્ય પરિવર્તન થવા પામ્યું. તે આજે માર્ગ ભુલી મૃગલી સમી પોતાનું ભાન ભૂલી રહી હતી. તેના હૃદયમાં વાસ કરી રહેલ પવિત્ર પ્રેમના સ્થાને વાસનાનો જન્મ થવા પામ્યો હતો.

એક બાજુ પૂર્ણ કળાએ પ્રકાશી રહેલ ચન્દ્રના શીતળ કિરણો તેના માર્દવભર્યા અંગમાં વિકાર ઉત્પન્ન કરી રહ્યા હતા–કોકિલાના મીઠા ટહૂકાર તેના વીરહી હૃદયને પ્રજ્વાળી રહ્યા હતા–ઠંડો પવન તેના અંગને સ્પર્શી ઉદ્વેગી બનાવી રહ્યો હતો. અને આમ નિરવતા–પૂર્ણિમાની અમૃતભરી રાત્રી, અને એકાંતમાં એક નવયુવકનું મિલન એ સૌન્દર્યમયી લલના માટે ઉન્માદીની બનાવવા પૂરતું જ હોય છે.

ત્યાર પછી પ્રેમાવેશમાં આવી ગયેલ કુસુમે રસિકચંદ્રને કહ્યું, "રસિકચંદ્ર! આજે તો હું પોતે તમોને દુધ–પૌંઆ ખવરાવીશ સમજ્યા?"

"કેમ કાંઈ એકાએક?"

"કાંઈજ નહિ." કહેતાં કુસુમ પાસે પડેલી રકાબીમાંથી દુધ–પૌંઆની એક ચમચી ભરી રસિકચંદ્રના મૂખ આગળ લઈ ગઈ અને તેને ખવરાવ્યા. પછી તરત જ રસિકચંદ્રે પણ રકાબીમાંથી ચમચી ભરી કુસુમને ખવરાવ્યા. અને આમ રસિકચંદ્ર અને કુસુમ બન્ને જણાં રસ–મસ્તિએ ચઢયાં. થોડીક વારમાં તો તેઓએ દુધ–પૌંઆ ખાઈ લીધા. પછી કુસુમે રસિકચંદ્રને કહ્યું "રસિકચંદ્ર! જૂવો તો ખરા–સ્વચ્છ આકાશમાં ચંદ્ર કેવો સુંદર રીતે પ્રકાશી રહ્યો છે?"

"અને મ્હારી નજર સમક્ષ એક બીજો ચંદ્ર પણ ક્યાં ઓછો પ્રકાશી રહ્યો છે કુસુમ !—"

"બીજો ચંદ્ર !—તમે વળી એ બીજા ચંદ્રને ક્યાં જોયો ?"

"એ ચન્દ્ર પણ આકાશના ચન્દ્ર સમોજ છે અને તે આ રહ્યો..." કહી રસિકચંદ્રે કુસુમનું મૂખ ઉંચું કર્યું.

અને કુસુમના મૃગ—નયનો તરત જ ઢળી પડ્યાં—સુરખીભર્યાં મૂખ ઉપર શરમની એક ક્ષીણ અને આછી પાતળી છાયા પથરાઈ ગઈ.

પ્રેમનો ઉન્માદ તો તેમના અંગેઅંગ વ્યાપી ચૂકયો હતો. તેમની આંખોમાં વાસનાનાં કારમાં ઘેન ચઢયાં હતાં

કુસુમે પોતાનું માથુ રસિકચંદ્રના ખભા ઉપર ઢાળી દીધું રસિકચંદ્ર પોતાનો હાથ કુસુમના મૂખ ઉપર ફેરવવા લાગ્યો અને કમનીયકામિની સમી કુસુમનું મૂખ પોતાના તરફ ખેંચી રસમય બનેલ રસિકે એક સ્નેહ—ભીનું ચૂંબન કર્યું. અને આમ એ પૂર્ણિમાની રાત્રીએ એ પ્રેમભીના પ્રેમીઓ સ્નેહમાં ગરકાવ થઈ ગયાં અને મીઠી નિદ્રામાં પોઢયાં.

કુસુમ અને રસિકચંદ્ર હવે આનું પ્રેમમય જીવન વીતાવવા લાગ્યાં.

પરંતુ તેમનું આ છૂપું પાપ કયાં સુધી છાનું રહે તેમ હતું?—પાપ તો હંમેશાં ઉંચુ ચઢીને પ્રકાશે છે; તે કોઈથી છૂપાવી શકાતું નથી. અને તે કુદરતના નિયમ અનુસાર કુસુમવતી માસિક માંદગીમાંથી મૂક્ત થઈ—તેનો ઋતુ ધર્મ બંધ થતાં જ એકદમ ગભરાઈ ગઈ—ભયંકર વિમાસણમાં પડી ગઈ. હવે શું કરવું તેની તેને કાંઈ સુઝ પડતી ન્હોતી તેનો માર્ગ અંધકારમય બની ચૂક્યો હતો.

અને આ વાતની રસિકચંદ્રને ખબર થતાં તે પણ એકદમ મૂંઝાયો—તેને હવે પોતાની સ્થિતિનું સાચું ભાન થયું.

સાંજનો સમય હતો. કુસુમ પોતાના મકાનની બારી આગળ ઉભી ઉભી વિચાર કરી રહી હતી. તેને તેનું પાપ મૂંઝવી રહ્યું હતું. તેની પાસે રસિકચંદ્ર ઉભો હતો. થોડીક ક્ષણ પછી તે રસિકચંદ્ર

તરફ ફરી અને કહ્યું "બોલો–રસિકચંદ્ર! હવે શું કરીશું?–કયો માર્ગ અખત્યાર કરીશું?–તમારે હવે કાંઈ કરવું તો જોઇએ જ–"

"પણ કુસુમ આપણી પાસે કોઈ બીજો માર્ગ નથી. જે છે તે એજ કે........"

"શું?" અધીરી કુસુમે રસિકચંદ્રનો ખભો પકડી ઢંઢોળતા કહ્યું.

"ગર્ભ હત્યાનો......"

"શું કીધું રસિકચંદ્ર?..." એકદમ ગંભીર બનતાં કુસુમે કહ્યું.

"કુસુમ! એ સિવાય આપણે માટે એક પણ આરો નથી.

"પણ તેવું પગલું ભરવા હું કદાપી પણ તૈયાર નથી રસિકચંદ્ર!–મ્હારા બાળકનું મ્હારા જ હાથે ખૂન?–માતા થઇને પોતાના જ સંતાનની હત્યા?—"

"કુસુમ! આમાં તને શું નવાઈ લાગે છે?–હજારો યુવકો અને યુવતિઓએ પોતાના છૂપા પ્રેમના પરિણામરૂપ કુમળા બાળકોની એજ સ્થિતી કરી છે. કંઇકને તેઓએ કચરાપેટીએ મૂકયા છે તો કંઇકને જન્મતાં પ્હેલાં જ મોતના મૂખમાં ધકેલ્યા છે. અને એમ કરીને સમાજના એ છૂપા ગુન્હેગારોએ પોતાના પ્રેમ ઉપર ઢાંકપીછોડો કરવાનો પ્રયાસ કર્યો છે."

"તે ગમે તેમ હોય પણ રસિકચંદ્ર! હું તેમ કરવા નથી ચ્હાતી. હું તો કોઈ અનાથાશ્રમમાં જવા માંગું છું. કારણ કે તેમને હજુ જેલમાંથી છૂટવા માટે ઘણો સમય બાકી છે."

"પરંતુ કુસુમ! તેમાં મ્હારી પ્રતિષ્ઠાને હાની લાગે છે ને?–મ્હારૂં નામ બ્હાર આવે ને?—" રસિકચંદ્રે કુસુમને કહ્યું.

"તો એ સિવાય બીજો એક પણ રસ્તો મ્હારે માટે નથી. તમારે મને ત્યાં મૂકી જવી જ પડશે." કુસુમે સહજ સખ્ત બનતાં રસિકચંદ્રને કહ્યું.

"સારૂં." કહી રસિકચંદ્રે બીજે દિવસે મળવાનું જણાવી વિદાય માંગી, અને તે મંદ મંદ પગલે ત્યાંથી ગયો.

(૩)

બીજે દિવસે રસિકચંદ્રે આવવાનું જણાવ્યું હતું પરંતુ આપેલા સમયે ન આવવાથી કુસુમ ઘણી મૂંઝાઈ. હવે તેનાથી વધુ સહી શકાય તેમ ન્હોતું. તે પોતાની ઘેરથી એકદમ નીકળી અને રસિકચંદ્રની રૂમે ગઈ, ત્યાં જઈને જોયું તો રસિકચંદ્ર તેની પથારીમાં પડયો હતો. તેને કોઈ પણ જાતનું ભાન ન્હોતું. કુસુમ તેની છેક પાસે ગઈ અને જોયું, રસિકચંદ્ર તરફ દૃષ્ટિ કરતાં જ તે એકદમ પાછી ખસી ગઈ. રસિકચંદ્રના હાથમાં એક શીશી હતી. તેમાં થોડું પ્રવાહી હતું. કુસુમે તે બાટલી જોઈ તો તેમાં તેને ઝેર લાગ્યું. તે તરત જ સમજી ગઈ કે પ્રતિષ્ઠાને પાપે રસિકચંદ્રે ઝેર લઈને આપઘાત કર્યો હતો. તેને પોતાની સાચી સ્થિતીનું ભાન થયું અને પોતાના આ થએલા પતન માટે ચોધાર આંસૂએ રડી પડી. પરંતુ તેનું કોણ હતું ?......"

બીજે જ દિવસે તે વડોદરા જવા નીકળી, અને વડોદરાના અબળાશ્રમે આવી પોતાની સર્વ હકીકત આશ્રમના વ્યવસ્થાપકને સમજાવી. આશ્રમના વ્યવસ્થાપકે તેની સર્વ વાત સાંભળી અને એ માર્ગ ભૂલી મૃગલીને પોતાના આશ્રમમાં આશ્રય આપ્યો.

અને થોડાક માસ બાદ કુસુમ એક બાળકની માતા બની.

(૪)

સવારનો સમય હતો. આશ્રમના વ્યવસ્થાપક પોતાના હાથમાંનું વર્તમાન પત્ર વાંચવામાં લીન થઈ ગયા હતા. તેવામાં તેમની નજર એક ફકરા ઉપર પડી. તેમાં લખ્યું હતું કે,

"ભારતીય સ્વાતંત્ર્ય-યુદ્ધ મોકુફ રાખવામાં આવનાર છે; અને ગાંધી-ઈર્વીન તહનામાની રૂઇએ સત્યાગ્રહી કેદીઓને થોડા દિવસમાં છોડી મૂકવામાં આવશે—"

આ સમાચાર વાંચતાં તેમણે તરત જ કુસુમને ખબર આપી.

આ સમાચાર સાંભળતાં જ કુસુમના હૃદયમાં કારમો ચીરો પડ્યો. તે ગભરાઈ અને વિચારવા લાગીઃ

" હવે હું શું કરીશ ?–પતિદેવ જેલમાંથી છૂટશે–ઘેર આવશે ને તેમને ખબર પડશે–હવે મને તે કેમ રાખશે ?–હાય ! મ્હારો છેલ્લો સહારો પણ હું ખોઈશ. મ્હારા પાપે મને ભૂલાવી–મ્હારા કમભાગ્યે મને અવળે માર્ગે ચઢાવી–જીવનનું પતન થયું. હા ! એક ભૂલ પણ કેટલી ભયંકર છે ? અને તે ભૂલનો ભોગ આજે હું બની ચૂકી–હું તેમને મૂખ પણ શી રીતે બતાવીશ ? જે શુદ્ધ અને પવિત્ર પ્રેમની મૂર્તિ માની મ્હારી નિરંતર આરાધના કરતા હતા–જે પોતાના હૃદયની રાણી કલ્પી પોતાનું સર્વસ્વ માનતા હતા–અને મ્હારા ચારિત્રમાં જેમને સંપૂર્ણ વિશ્વાસ હતો તેમને હું મ્હારૂં આ કલંકિત મૂખ શું બતાવીશ ?–હું પાપીણી તેમની સમક્ષ કેવી રીતે ઉભી રહીશ ?........"

કુસુમની આંખોમાંથી આંસૂની ધારા વહેવા લાગી. તે વિચારોમાં નિમગ્ન બની.

× × × ×

આજે સઘળી જેલોમાંથી રાજદ્વારી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા હતા, અને તે અનુસાર જગતકિશોર પણ છૂટયો અને પોતાને મકાને આવ્યો તો તેને પોતાનું મકાન બંધ દેખાયું.

તેણે પડોશમાં પૂછ્યું, તેને કુસુમના જીવન વીષે એક પછી એક માહિતી મળવા લાગી. પ્રથમ તો તેને આ બધું કલ્પિત અને જુઠાણું લાગ્યું પરંતુ આખરે સર્વ સાબીતીએ તેને તેનો સ્વિકાર કરવો પડયો. તેને છેલ્લી માહીતી એ મળી કે તે તો વડોદરા પણ અબળાશ્રમમાં છે. તરત જ રાતની ટ્રેનમાં તે વડોદરા ઉપડયો.

સવારના પ્હોરમાં જગતકિશોર અબળા આશ્રમે ગયો અને આશ્રમના વ્યવસ્થાપકને મળ્યો. તેણે તેમને પોતાની સઘળી વાત

જણાવી અને પોતાની પત્નિ કુસુમ સાથે મુલાકાત માટે રજા માંગી. વ્યવસ્થાપકે આ બાબતનો સાંજના જવાબ આપવા જણાવ્યું. જગતકિશોર ત્યાંથી બ્હાર નીકળ્યો.

જગતકિશોરના ગયા પછી તરત જ વ્યવસ્થાપક કુસુમને મળ્યા અને સઘળી વાત જણાવી. કુસુમે જણાવ્યું કે ગમે તેમ થશે તો પણ હું તેમને મલવા ઇચ્છુ છું. હું ધારૂં છું કે તેમનું હૃદય એટલું બધું નિર્બળ નથી. તે જરૂર મ્હારો સ્વિકાર કરશે. મને મ્હારા આ પાપ-કૃત્યની માફી આપશે—હું તેમની આગળ મ્હારી ભૂલનો સ્વિકાર કરીશ—તે જરૂર મને ક્ષમા કરશે.

અને આમ કુસુમના વિચારો જાણીને વ્યવસ્થાપક ત્યાંથી ચાલ્યા ગયા.

સાંજના ફરી જગતકિશોર આશ્રમે આવ્યો અને વ્યવસ્થાપકને મળ્યો અને કુસુમની સૂચના અનુસાર કુસુમને બોલાવવાનું કહેણ મોકલ્યું.

મંદ મંદ પગલે માર્ગ ભૂલી મૃગલી નીચુ મૂખ ઢાળીને ત્યાં આવી, તેનાં સર્વ અંગ ધ્રૂજતાં હતાં—તેના દેહમાં ભયંકર કંપ હતો. પવનથી લત્તા ધ્રૂજે તેમ તે હાલી રહી હતી. જગતકિશોરે કુસુમ તરફ એક દ્રષ્ટિ રાખી પછી તે બોલ્યો “કુસુમ ! તું ગભરાઇશ નહિ. ત્હારી સઘળી વાતથી હું વાકેફ છું—તું માર્ગ ભૂલી છું—પણ ત્હારી એ માર્ગ ભૂલ ફકત આવેશને લઇને જ થવા પામી છે તે હું સમજી શકું છું. તું ના મૂંઝાઇશ. આવી ભૂલ પુરૂષો ક્યાં નથી કરતા ? પોતાની ગુણવંતી રૂપસુંદરીઓને—પોતાની પ્રેમ—દેવીઓને તરછોડીને વેસ્યા—ગૃહે ક્યાં નથી જતા ?—વ્યભિચારને પન્થે ક્યાં નથી પળતા ?—અને તેમની પત્નિઓએ તેમનો આ માર્ગ જાણ્યા છતાં શું તેમનો ત્યાગ કર્યો છે ખરો ? નહિજ. આર્ય—લલનાઓનું હૃદય તો ઉદાર છે—તે તો ક્ષમાની મૂર્તિ છે–દયાની દેવી છે. પોતાના પતિના ગમે તેટલા દોષો અને કુઆચરણો હોવા છતાં તેને તે પોતાના ઉદાર અંતરૂપટમાં સમાવી લે છે, અને તેમને સુપન્થે

વાળવા તૈયાર રહે છે. તો પછી તું તો ઉન્માદને વશ બની માર્ગ ભૂલી છું–એકાંત વાતાવરણે તું વાસનાના વ્હેણમાં તણાઈ છું..."

કુસુમના હૃદય પર જગતકિશોરના એકેએક શબ્દો અથડાઈ રહ્યા હતા. તેની આંખમાંથી આંસૂની ધારાઓ વહી રહી હતી. પાપના પશ્ચાતાપે સળગતું હૃદય તેને રડાવી રહ્યું હતું–તેના પાપ ધોઈ રહ્યું હતું. આંસૂની ગંગામાં સ્નાન કરતી કુસુમ આજે પવિત્ર બની રહી હતી.

" તું ના રડીશ કુસુમ ! હજુ પણ તું મ્હારી છું–મ્હારી હૃદય-દેવી છું–મ્હારો તો પ્રેમ હજુ તેનો તે જ છે..."

અને ત્યાં તો એક યુવતી તેના હાથમાં એક રડતા બાળકને લઇને ત્યાં આવી, અને કુસુમને કહ્યું " કુસુમબ્હેન ! તમારું બેબી તો આજે બહુ જ રડે છે—"

તરત જ કુસુમે પોતાની બાળકીને હાથમાં લીધી અને રમાડી છાની રાખી. જગતકિશોર તે તરફ અનિમેષ જોઈ રહ્યો. તેની આંખોમાં કોઈ વિરલ જ્યોતિ ચમકી રહી હતી. બાળકી છાની રહેતાં જગતકિશોરે પોતાના હાથમાં તેને લીધી અને એક વ્હાલ-ભર્યું ચૂમ્બન કર્યું.

અને આ જોઇને આશ્રમના વ્યવસ્થાપકના મૂખમાંથી એકાએક ઉદ્‌ગાર સરી પડયા " ખરેખર ! આવી કેટલીએ નિર્દોષ ભૂલનો ભોગ બનેલી અને ઉન્માદના આવેશે માર્ગ ભૂલેલી મુંગલીઓનો આ પ્રમાણે ઉદ્ધાર થાય તો ?

# ગંગા.

"ગંગા !—"

"હાં. ભીખુ !—"

"ગંગા ! સાચું કહે. તું મને ચ્હાય છે ખરી ?..."

"ભીખુ ! હું તો દરેકને ચ્હાઉ છું. દરેકને પ્રેમથી જોઉ છું– મ્હારો સ્નેહ તો દરેક ઉપર છે..."

"તું સર્વને ચ્હાય છે ગંગા ?—" સહજ આશ્ચર્યનો ભાવ પ્રદર્શીત કરતાં ભીખુએ કહ્યું.

"હા. હું તો દરેક ઉપર પ્રેમ રાખું છું..." ગંગાએ કહ્યું અને પછી ભીખુ સામું એકી ટશે જોઈ રહી. ભીખુ ધરતી તરફ દ્રષ્ટિ કરીને કાંઈક વિચાર કરતો ઉભો રહ્યો હતો. તેના મૂખ ઉપર કોઈ વિચિત્ર ભાવ તરવરી રહ્યા હતા. તેના હૃદયમાં કોઈ અનેરૂં મંથન થઈ રહ્યું હતું. ગંગા તેની દશા બહુ જ ધ્યાનપૂર્વક નિહાળી રહી હતી. થોડીક ક્ષણો આમ વીતી હશે ત્યાં ભીખુએ પોતાની દ્રષ્ટિ જમીન તરફથી ફેરવી લીધી. તેણે પોતાની સમક્ષ ઉભેલી ગંગા તરફ જોયું તે બોલ્યો; "ગંગા !......" ભીખુ આગળ ન બોલી શક્યો. તે ગંગાને કાંઈ કહેવા જતો હતો પરંતુ તેના હૃદયે તેને તેમ કરતા અટકાવ્યો. તેણે ગંગાને કહેવું માંડી વાળ્યું અને સામે ઉભેલા પોતાના ગાડા તરફ વળ્યો.

ભીખુને આમ અધુરી વાત કહેતો ચાલ્યો જતો જોઇને ગંગા એકદમ વિચારમાં પડી ગઈ. તેણે એકદમ ભીખુને રોક્યો અને કહ્યું "ભીખુ !--કેમ આમ ?–કહેતા કહેતા શા માટે અચકી ગયા ?... વાત અધુરી રાખીને કેમ ચાલવા માંડયું ?—"

"કાંઈ નહિ. ગંગા. અત્યારે મ્હારે મોડું ઘણું થઈ ગયું છે. મ્હારે હવે જેમ બને તેમ જલ્દી પાછા ફરવું જ જોઇએ. ફરી પાછા કોઈ સમય મળીશું. ગંગા !..."

કહેતો કહેતો તે ધીરે પગલે આગળ ચાલ્યો. અને ગાડામાં બેઠો. બળદ ચાલવા લાગ્યા. ગાડું ધીમું ધીમું આગળ વધવા લાગ્યું અને થોડીક ક્ષણમાં તો ભીખુનું ગાડું ગંગાની આંખો આગળથી દૂર દૂર અદ્રશ્ય થઈ ગયું.

× × × ×

છેલ્લા કેટલાક સમયથી ભીખુ ચિંતાતુર અને ઉદાશ રહેતો

હતો. એક વખત એવો હતો કે જ્યારે ભીખુનું મૂખ સદા નિર્દોષ હાસ્યે વીલસતું હતું, જેને નિહાળીને ગામના સર્વ-સ્ત્રી-પુરૂષો પ્રસન્ન બનતા હતા. તેને આમ છેલ્લા કેટલાક વખતથી નિરાશવદન અને દુઃખી રહેતો જોઇને સર્વ તેની ચર્ચા કરવા લાગ્યા.

× × × ×

ગંગા એ હરિજન બાળા હતી. અછૂત કન્યા હતી. તેના દેહનું થનગનતું યૌવન સર્વ કોઈના હૃદયને આકર્ષી રહ્યું હતું. તેનું સૌન્દર્ય અદ્ભૂત હતું-તેની મસ્તી અગમ્ય હતી-તેનું જાદુ અનેરૂં હતું. લજ્જા અને સંકોચના ભાવો તેના મૂખ ઉપર તરવરી રહ્યા હતા.

ભીખુના ખેતર આગળ જ ગંગાનો માર્ગ પડતો હતો. તે હંમેશાં ભીખુના ખેતર આગળ થઇને જ પોતાને ઘેર જતી હતી. અને એ સમયે પોતાના મનને આનંદમાં રાખવા તે ઘણીવાર ખેતરમાં કામથી કંટાળેલા ભીખુની પાસે બેસતી-અને બન્ને જણાં વાર્તા-લાપમાં ગુંથાતાં અને પોતાના દીલને બ્હેલાવતા.

(૨)

સાંજનો સમય હતો. સૂર્યદેવ ધીરે ધીરે દૂર દૂરના અંતરીક્ષમાં અદ્રશ્ય થઈ રહ્યા હતા.

આજે ભીખુ પોતાના કામથી ઘણો જ કંટાળ્યો હતો. તે અતીશય થાકી ગયો હોવાથી બળદ છોડી નાંખ્યા અને એક ઝાડ નીચે બેસી વિચાર કરવા લાગ્યો. વિચારમાં નિમગ્ન બનેલા ભીખુને ખબર ન્હોતી કે ગંગા ધીરે પગલે પોતાની નજીક આવી રહી હતી. ગંગા તેનાથી રહજ દૂર ઉભી રહી અને તેણે જમીન ઉપરથી એક ખરી ગયેલું પાંદડું હાથમાં લીધું અને વિચારમાં ગોથાં ખાતા ભીખુ ઉપર નાંખ્યું. પોતાના પર એકાએક કોઈ અણધારી વસ્તુ પડતાં વિચાર વમળમાં ઘેરાયેલો ભીખુ ચમક્યો. તેની વિચાર-માળા તુટી. તેણે તરત જ પાછળ ઉભેલી ગંગા તરફ જોયું.

અને ગંગા જાણે પોતાનો વિજય થયો હોય તેમ ધારી એકદમ ખીલખીલાટ હસી પડી.

પરંતુ ગંગાનો એ અભિનય-એ હાસ્ય અને એ મજાક ભીખુને માટે નિષ્ફળ નીવડયાં. તેના હાસ્યની કે મસ્તીની ભીખુ ઉપર કાંઈ પણ અસર થઈ નહિ. તે તો જેમ બેઠો હતો તેમનો તેમજ બેસી રહ્યો. તેના મૂખ ઉપર વિષાદની છાયા છવાયેલી હતી. ગંગાએ તેના મૂખ સામું જોયું. તેનાથી ના રહેવાયું, તે બોલી ઉઠી "ભીખુ! આજે આટલા બધા નિરાશ કેમ થઈ ગયા છો ભીખુ?..."

"ગંગા!—" તે સહજ અચક્યો. વળી પાછો ફરી બોલ્યો "શું કહું ગંગા!—હમણાં છેલ્લા કેટલાક દિવસથી મ્હારૂં ચિત્ત અસ્થિર રહે છે—મને કાંઈ સમજ પડતી નથી ગંગા!"

"તોય પણ?"

ગંગાના આ પ્રશ્નનો જવાબ ભીખુએ ના આપ્યો. એથી તે તેના મૂખ સામું તાકી તાકીને જોવા લાગી. તેની અધીરતા વધતી જતી હતી. તેના હૃદયને ભીખુની આ સ્થીતીથી અપાર દર્દ થતું હતું.

આખરે ભીખુએ ગંગાને કહ્યું "ગંગા!......"

"કેમ?—ભીખુ! આમ ક્ષણે ક્ષણે અચકી જાવ છો શા માટે?"

ભીખુ પોતાનું ભાન ભૂલતો જતો હોય તેમ તેના હૃદયમાંથી ઉદ્દગાર સરવા લાગ્યા. 'ગંગા!—મ્હારા હૃદયમાં તેં કેટલાક સમયથી ઘર કર્યું છે કોણ જાણે શાથી તેં મ્હારા હૃદયનો એક ઉંડો ખૂણો શોધી લીધો છે કે હું તને એક દિવસ અરે એક ક્ષણ પણ ભૂલી શકતો નથી. એક પળ પણ તું અળગી થઈ શકતી નથી. ગંગા! ત્હારા જ વિચાર—ત્હારી જ સ્મૃતિ અને ત્હારી જ યાદ મને હર-ઘડી સતાવે છે—ગંગા!......"

ગંગા ભીખુના એકેએક ઉદ્દગાર—એકેએક શબ્દ શાંત ચિત્તે સાંભળી રહી હતી. તેના હૃદય પર ભીખુનો એકેએક બોલ અથ-

કાતો હતો. અને ભીખુ પણ આજે ગંગા આગળ પોતાનું સઘળું હૃદય ખાલી કરી નાંખવા ઇચ્છતો હોય તેમ લાગતું હતું. તે આગળ બોલ્યો “ગંગા !–હું તને ચ્હાઉં છું–પ્રેમની પવિત્ર દ્રષ્ટિથી નિહાળું છું–સ્નેહથી સન્માનું છું ગંગા !...હા ! ગંગા જો આપણે લગ્ન કરીએ તો ?—”

ભીખુ સહજ અચક્યો. ફરી પાછો આવેશમાં આવી ગયો અને બોલ્યો “ગંગા !–જો આપણે લગ્ન કરીએ તો જરૂર આપણે સુખી થઇએ–જરૂર આપણે આનંદમય–અનંત સુખી જીવન વીતાવીએ–હા ! તો પછી ત્હારે કાંઇજ કામ કરવાનું ન રહે–ત્હારે માથે કાંઇજ ચિંતા–કાંઇજ દુઃખ કે ઉપાધી ન રહે...ગંગા ! તને હું મ્હારા હૃદયની દેવી બનાવું–ત્હારી હું નિરંતર પૂજા કરૂં ગંગા !... અને ગંગા !–તું ખરેખર ! ગંગા જ છે...”

ભીખુના એક એક શબ્દ ગંગાના હૃદયમાં કોઇ અગમ્ય તોફાન જગાવતા હતા. તેના એકેએક ઉદ્‌ગાર તેના હૃદયની ઉંડાણને અદ્રશ્ય સ્પર્શ કરી રહ્યા હતા. તેના મૂખ ઉપરના ભાવો એકદમ બદલાતા હતા. તે ભારે વિમાષણમાં આવી પડી હોય તેમ તેને લાગતું હતું. તેણે નીચે જોયું. ધરતીમાતા ઉંચે ધસી આવતી હોય તેમ તેને લાગ્યું. તેણે ઉંચા આકાશ તરફ જોયું. જાણે આખુંય કાજળકાળુ નભોમંડળ નીચે તૂટી પડતું હોય તેમ તેને લાગ્યું. તેની આંખ સમક્ષ કોઇ નવી દુનિયા રચાતી હોય તેમ તે ભયંકર વિચારધારામાં વહી રહી હતી. એકાએક તેના મગજ પર કોઇ વજ્રાઘાત થયો હોય તેમ તે જાગી ઉઠી–તેની વિચારધારા વીજળીની ગતિએ અદ્રશ્ય થઇ ગઇ; તે બોલી “પણ–ભીખુ !......”

પાગલસમા બની ગયેલા ભીખુએ ગંગા સામું જોયું તે બોલ્યો “કેમ ગંગા !—”

“હું હરિજન છું–અસ્પૃશ્ય છું–અછૂત છું......” ગંગાના

એકએક શબ્દમાં કરૂણા હતી—દુઃખ હતું—અકથ્ય દર્દ અને અપાર વેદના હતી.

"પણ તેથી શું થયું ગંગા ?—શું અછૂત એ માનવ નથી—શું હરિજન એ મનુષ્ય નથી ?—શું અસ્પૃશ્યોને આત્મા હોતો નથી. ગંગા ?—છે. અછૂત એ માનવ છે—મનુષ્ય છે—તેને પણ બીજા પ્રાણીઓની માફક આત્મા છે. અછૂત અને છૂત એ ભેદો તો મનુષ્યોએ પાડ્યા છે ગંગા !-ઈશ્વરે તો મનુષ્યોને સરખાંજ સર્જ્યાં છે. તેણે ઉંચ કે નીચના ભેદ પાડ્યા નથી. તેને મન તો પોતાનાં સઘળાં સંતાન એક સરખાંજ છે....ગંગા !..."

"પણ ભીખુ ! મ્હારા માતપીતા હા કેમ પાડે ?..." ગંગાએ ધીરા અવાજે કહ્યું.

ગંગાના એ ધીરા શબ્દોએ ભીખુના હૃદય પર કારી ઘા કર્યો. તે એકદમ વિચારમાં પડી ગયો.

ધીરે ધીરે ચારે તરફ અંધકાર વ્યાપી રહ્યો હતો. અને મોડું થઈ જવાથી ગંગા ઘેર જવા માટે ઉઠી અને ભીખુ પાસે વિદાય વિદાય માંગી. ભીખુએ ચીરાતે હૃદયે તેને વિદાય આપી. અત્યારે તેને કાંઈ સૂઝતું ન્હોતું. જગત પર પથરાતા અંધકારની સાથે સાથે તેના હૃદયમાં પણ નિરાશાનો ઘોર અંધકાર પ્રસરી રહ્યો હતો. તેવામાં ઘેર જવા અધીર બનેલાં બળદોના ઘૂઘરાના રણકારે તે ઉંઘમાંથી જાગ્યો હોય તેમ ઝબકી ઉઠ્યો. તેને પણ ભાન થયું કે મોડું ઘણું થઈ ગયું હતું. તરતજ તે ઉઠ્યો અને પોતાના બળદની પીઠ પર હાથ પંપારવા લાગ્યો. પછી તેણે બળદને ગાડે જોડ્યા અને ગાડું હંકારી ઘેર ગયો.

[ ૨ ]

મધરાતનો સમય હતો. અત્યારે સૌ નિદ્રાદેવીના ખોળે પડ્યા હતા. ત્યાં એકાએક પવનનું એક ભયંકર તોફાન શરૂ થયું. આકા-

શમાં વાદળો ખેંચાઈ આવવા લાગ્યાં. અને થોડીક ક્ષણોમાં તો આકાશ એ કાળાં વાદળોથી ઘેરાઈ ગયું. ઘનઘોર વાદળોને ચીરીને ભયંકર કડાકા કરતી વીજળી વાતાવરણમાં ચમકી ઉઠતી હતી. વાદળોની ગર્જનાના પડઘા ચારે તરફ પડી રહ્યા હતા, અને ત્યાં તો આંધીનું જોર વધ્યું અને મુશળધાર વર્ષાદ વરસવો શરૂ થયો.

આમ કેટલાય દિવસ સુધી સખ્ત વર્ષાદ પડતાં ઠંડીનું જોર વધી પડયું. સર્વત્ર મેલેરીયાનો રોગ ફાટી નીકળ્યો. જ્યાં જૂવો ત્યાં મચ્છરોનો ત્રાસ જણાવા લાગ્યો. રોગ તીવ્ર ગતીએ ચારે તરફ પ્રસરી રહ્યો હતો. કેટલાએ લોકો આ રોગના ભોગ બન્યા. અને મોટી સંખ્યામાં માણસો દિનપ્રતિદિન હોમાવા લાગ્યા. સ્મશાનમાં ચિતાઓ ભડભડ સળગેજ જતી હતી. તેને ઠંડી પડવાની તક જ મળતી ન હતી.

અને સખ્ત ઠંડીના પરિણામે ભીખુ પણ મેલેરીઆના રોગમાં સપડાયો. તેણે પણ પોતાનો ક્રૂર પંજો તેના ઉપર ઉપાડયો.

છેલ્લા કેટલાક દિવસથી ભીખુને સખ્ત તાવ આવતો હતો. તેની બીમારીથી આખાય ગામના લોક ચિંતાતુર બન્યા હતા. ભીખુ એ તો ગામનો લાડકો હતો.

ભીખુને પોતાનું કોઈ અંતરનું સગું કે વ્હાલું ન્હોતું. ગંગાએ ભીખુની સર્વ પરિસ્થીતી જોઈ. અને અંતે તે પોતે જ ભીખુની સારવાર કરવા લાગી. તે રોજ તેને દવા પાતી અને સેવા–સુશ્રુષા કરતી.

એક દિવસ બપોરના સમયે ગંગા ભીખુનું માથું દબાવી રહી રતી. તેવામાં તેની માએ ખંડમાં પ્રવેશ કર્યો, અને કહ્યું. ગંગા !– જા તું ખાઈ લે. હું અહિં બેઠી છું."

અને પોતાની માતાના કહેવાથી ગંગા તરતજ જમવા માટે ગઈ. ભીખુ તે સમયે અર્ધ–નિદ્રાવસ્થામાં હતો.

બિમાર ભીખુના હૃદયમાં તો તેની ગંગાના જ વિચારોનું મંથન

થઈ રહ્યું હતું. તેનું હૃદય પોકારી ઉઠયું "ગંગા !...તું મ્હારી ના થઈ શકી...તું જગતથી ડરે છે...તું દુનિયાથી દાઝે છે...કારણ કે તું હરિજન બાળા છું...તું અછૂતની કન્યા છું...હું સઘળું સમજું છું ગંગા !...તેમાં ત્હારો વાંક નથી...ત્હારા મા-બાપ પણ કેમ માને ? તેમને ય જગતમાં જીવવું તો છે ને ?–દુનિયાના ક્રૂર હૃદયો નિષ્ઠુર અને પાષાણ સમા હૈયાના માનવો તેમને પછી ઝંપવા પણ કેમ દે ?–ગંગા ! તું ભલે મ્હારી થઈ ના શકી...પણ હું તો તને મેળવી શકયો છું..."

ભીખુના હૃદયમાંથી કરૂણ ઉદ્દગાર સરે જતા હતા. ગંગાની માતાએ આ સઘળું સાંભળ્યું. ભીખુના શબ્દોએ તે ચમકી.

તેવામાં ગંગા ત્યાં આવી પ્હોંચી તેને વ્હેલી આવેલી જોઇને તેની માતાએ કહ્યું. "ગંગા !–આટલી બધી વ્હેલી કેમ આવી ?–"

"મા ! મને બહુ ભૂખ ન્હોતી લાગી તેથી." કહીને તરતજ તે પોતાની માતાની નજીક બેઠી.

થોડીવાર વીતી અને ગંગાની માતા ત્યાંથી ચાલી ગઈ. માતાના ગયા પછી તરત જ ગંગા ઉઠી અને ભીખુના કપાળે તેણે પોતાનો હાથ મૂકયો. તેનું કપાળ ગરમ થઇ ગયું હતું. ભીખુનું આખુ શરીર તાવથી ધીકી રહ્યું હતું. ગંગાએ પોતાનો હાથ તેના ગરમ અને તાવથી સળગી રહેલા શરીર પર ફેરવવા માંડયો.

કેટલીકવાર પછી ભીખુએ પોતાનું પડખું ફેરવ્યું. તેના મૂખ તરફ ગંગાએ નજર કરી. તેનામાં લોહી રહ્યું ન્હોતું. સર્વત્ર ફીકકાસ નજરે પડતી હતી. તેવામાં તેના હોઠ ફફડયા "ગંગા !..."

"હાં...ભીખુ !–"

પણ ભીખુએ ગંગાને કાંઈ જવાબ આપ્યો નહિ. તેથી તેણે તરત જ ભીખુનો હાથ પોતાના હાથમાં લીધો. નાડી ઠંડી પડતી જતી. તેના દાંત કચકચી રહ્યા હતા. તરત જ ગંગા ઉઠી અને પાસે પડેલો કામળો તેણે ઠંડીથી ધ્રૂજતા ભીખુને ઓઢાડયો.

પરંતુ ભીખુને ટાઢ ઘણીજ જોરથી ચઢી રહી હતી. તેના એકે એક અંગ જોરથી ધ્રુજી રહ્યાં હતાં. તેના મૂખમાંથી એકાએક ધ્રુજતો ઉદ્‌ગાર નીકળ્યો " ગંગા! ગંગા! તું ક્યાં છે? મને જલ્દી ઓરાઢ..."

પણ, ગંગા તેને શું ઓઢાડે તેમ હતી? તે બીચારીએ બધે નજર કરી પરંતુ ક્યાંય એવું લુગડું દેખાતું ન હતું. તેને ક્યાંય એવું લુગડું ન જડયું કે ટાઢથી ધ્રૂજી રહેલા ભીખુને ઓઢાડી શકે. નિર્ધનની કુટિરમાં ટાઢને દૂર કરવા માટે કાંઈ પણ સાધન ન્હોતું.

અને આમ ગંગા વ્યાકુળ બની આમ તેમ ફરતી હતી ત્યાં તેના કાને ફરીને ભીખુના શબ્દો પડયા " ગંગા!–ગંગા! તું કેમ નથી બોલતી?–શું તું પણ આ જીવલેણ તાવની માફક મ્હારી વેરણ બની છું ગંગા!–અરેરે જરા તો દયા લાવ–ગંગા...હવે મ્હારાથી આ ટાઢ સહન થતી નથી... મને કાંઈક ઓઢાડ..."

ભીખુના શબ્દોએ ગરીબડી ગંગાના કોમળ હૃદય પર સખ્ત આઘાત થયો. તેનું હૃદય ચીરાઈ ગયું. તેનાની સહન ના થયું. ભીખુની પરિસ્થીતીએ તે બ્હાવરી બની ગઈ. તેને કાંઈ સૂઝ પડતી ન્હોતી. ભીખુના ટાઢે ધ્રૂજતા દેહને નિહાળી તે કંપી ઉઠી. અને ગાંડા સમી બની ગયેલી ગંગા તરતજ ભીખુની તરફ દોડી. તેણે ભીખુને ઓઢાડેલો કામળો દૂર કર્યો. અને ભીખુના ધીકતા અને ટાઢથી થરથરતા દેહ ને વળગી પડી. જેમ વૃક્ષને વેલડી લપાય તેમ.

(૩)

ગંગા અને ભીખુના પ્રેમની વાત ચારે તરફ ફેલાઈ ગઈ. ગંગાનું જ્ઞાતિ પંચ એકઠું થયું અને એ જ્ઞાતિપંચે ગંગાના પિતાને ગંગાને જ્ઞાતિના કોઈ યુવક સાથે પરણાવી દેવાનું ફરમાન કર્યું.

ગરીબડી ગંગાના ગરીબ પિતાએ પોતાના જ્ઞાતિપંચને ઘણી ઘણી વિનંતીઓ અને આજીજીઓ કરી અને બન્નેના જીવન ઝેર

નહિ કરવા જણાવ્યું પરંતુ પંચે તેનું કાંઈપણ સાંભળવાની સાફ ના પાડી. અને આખરે તેને પંચના આખરી નિર્ણયને માન્ય કરવાની ફરજ પડી.

અને જ્ઞાતિના નિર્ણય અનુસાર ગંગાનાં લગ્ન પોતાની જ્ઞાતિના એક યુવક સાથે નકકી કરવામાં આવ્યાં.

ગંગાને ત્યાં તેના લગ્ન માટેની તૈયારીઓ અને ધામધૂમ ચાલી રહી હતી. ત્યાં એકાએક કોઇએ આવીને કહ્યું. "જાન આવી."

અને ત્યાં તો ઘરના સર્વે એકદમ ગંગાના પતિને જોવા માટે બ્હાર નીકળ્યાં, અને આતુર નયને ગંગાના પતિને નિરખવા લાગ્યાં.

સ્ત્રીઓ લગ્ન–ગીતો ગાઈ રહી હતી. સૌ એકી ટશે ગંગાના એ યુવાન પતિને જોઈ રહ્યા હતા.

અત્યારે દરેક જણ આનંદમાં મશગુલ બન્યાં હતાં.

થોડો સમય ભાગ્યેજ વીત્યો હશે ત્યાં બૂમ પડી "કન્યાને પધરાવો."

અને ત્યાં તો કોઇએ ગંગાના પિતાની છેક નજીક આવીને તેના કાનમાં કહ્યું "ગંગા તો અંદર નથી."

ગંગાનો ગરીબ પિતા એ વાત સાંભળતાં જ ચમકયો.

'હેં–શું ગંગા નથી?"

ગંગાની માતાએ પણ જાણ્યું કે ગંગા ઘરમાં નથી. અને એ વાત જાણતાંજ તે તરત બેભાન બની ધરતી પર ઢળી પડી.

ગંગાનો પિતા એકદમ એ બાકળો બની ગયો હતો. તે તરતજ અંદરની બાજુએ દોડયો. ખંડમાં ગંગાને ના જોઇ. તેની આંખ આગળ ગાઢ અંધકાર વ્યાપતો દેખાયો. તેનું મગજ ભમતુ હોય તેમ તેને લાગ્યું. તેણે તરત જ આંખો ઉપર પોતાના બન્ને હાથ ઢાંકી દીધા. તે જમીન ઉપર બેસી ગયો. તેને કાંઇ સુઝતું ન્હોતું.

## (૪)

ઉંચે સ્વચ્છ આકાશમાં ઉજ્વળ ચન્દ્ર ખીલ્યો હતો. અને જગત

ઉપર એ ચારૂ ચન્દ્રનાં અજવાળાં પથરાયાં હતાં. ત્યાં દૂર દૂર ક્ષિતિજમાં બે છાયાઓ નદી તરફ આગળ વધી રહી હતી.

"દુનિયાનો ફેડો હવે છૂટી ગયો. ગંગા!..."

"હા. સત્ય છે ભીખુ. દુનિયાનો ફેડો છૂટી ગયો. હવે આપણે એવે સ્થળે જઈ રહ્યા છીએ જ્યાં દુઃખ નથી–દર્દ નથી–જ્યાં યાતનાઓ નથી કે જૂલ્મો સહન કરવાના નથી. પરંતુ ત્યાં તો છે નિરંતર સુખ–ચિર આનંદ..."

"એ બધું ક્યાં આગળ ગંગા?..." અધવચ્ચ ઉભી રાખતા અને પોતાના હાથમાં લેતાં ગંગાને ભીખુએ કહ્યું.

ગંગાએ ઉંચે ગગનમાં વિહાર કરતા તેજસ્વી ચંદ્ર સામું એક વાર જોયું અને પછી ભીખુ સામું જોઇને તેણે કહ્યું "અનંતને પેલે પાર...સંસારથી દૂર દૂર..."

અને ગંગાના એ કથને ભીખુના મૂખ ઉપર કોઈ અગમ્ય જ્યોતિની રેખાઓ ચમકી ઉઠી. અને એ જ્યોતિની છાયા ગંગાની આંખોમાં પ્રતિબિમ્બીત થઈ.

# ત્યક્તાનું બલીદાન

**લક્ષ્મી** એ ગ્રામ લક્ષ્મી હતી. એ ગામડાની ગોરી હતી. ગામ ડાની આ લલિતાંગના બપોરના ધોમ ધીકતા તડકામાં સરિતાના ઓવારે કપડાં ધોઈ રહી હતી; અને ધીમા ધીમા હાથે કપડાંને ઝીક મારી રહી હતી. તેવામાં
૪ તેને પોતાની શક્તિ કાંઈક મંદ થતી હોય તેમ લાગ્યું.

આજથી બાર મહિના પ્હેલાનો એક દિવસ તેના હૃદયપટ પર અંકિત થયો. ભૂતકાળનું એ દ્રસ્ય તેની આંખ આગળ ભમવા લાગ્યું. આજથી બાર મહિના પ્હેલાં આ જ દિવસે લક્ષ્મીને તેના પતિએ ઘર બ્હાર કાઢી હતી. તેનો ત્યાગ કર્યો હતો-લક્ષ્મી ત્યકતા બની હતી કારણ ?......

કારણ કે લક્ષ્મી વંધ્યા હતી. બે વર્ષના લગ્ન-જીવનને અંતે તે એક પણ સંતાનની માતા બનવા પામી ન્હોતી એ લક્ષ્મીનો ગુન્હો હતો-એ તેનો વાંક હતો-અપરાધ હતો. આથી સમાજમાં મુરબ્બીવટ ભોગવનારા કહેવાતા વડીલોએ માતા-પિતા અને બ્હેનોએ લક્ષ્મીના પતિ સુંદરલાલને ખૂબ જ ઉશ્કેર્યો. તેમણે સૌએ તેના કાનમાં ભયંકર ઝેર રેડયું. તેમણે તેને સમજાવ્યું, "સુંદર ! આવી વંધ્યા પત્નિની આપણે જરૂર શું છે ?-આપણે તો શ્રીમંત છીએ-કુલીન છીએ-પ્રતિષ્ઠિત છીએ-એટલે આપણે ધારીએ તો આવી એક લક્ષ્મી તો શું પણ તેના જેવી હજારો લક્ષ્મીઓ એક ક્ષણમાં આપણા ઘરના આંગણે ઉભી કરીશું; માટે હવે તો ત્હારે એ વંધ્યા પત્નિનો ત્યાગ કરવામાં જ શ્રેય છે. તેની છાયા પણ પાપ સમાન છે-વંધ્યા નારી એ તો અપશુકનિયાત છે........"

અને કાચા કાનના સુંદરલાલની રગે રગમાં આ ભયંકર વીષ વ્યાપી ગયું. તેણે લક્ષ્મીના ભાવિ-જીવનનો, સુખનો કે તેના પતિ-વ્રતનો સહજ પણ ખ્યાલ ના કર્યો. તેણે તો પોતાની રગે રગમાં વ્યાપી ચૂકેલા ઝેરની અસર હેઠળ તે બીચારી ગરીબડી લક્ષ્મી ઉપર અનેક સીતમો અને જુલ્મો શરૂ કર્યા. સાસુના સંતાપો અને નણંદના મ્હેણાંએ એકલવાયી પડી ગયેલી નારીના હૃદયમાં જ્વાલા સળગાવી; અહર્નિશ સાસુ-સસરા-નણંદ અને પતિના મૂખમાંથી તેને માટે એજ શબ્દો ઉચ્ચારાતા હતા-"તું વંધ્યા છે-તું અપશુકનિયાળ છે-તું પાપીણી છે—"

અને આ બધા ત્રાસ, જુલ્મો અને યાતનાઓ જાણે કે ઓછાં

હોય તેમ લક્ષ્મીને તેના પતિએ એક અંધારી રાત્રીએ ઘરના સર્વની શીખવણીએ ચઢી પોતાના મકાનની બ્હાર કાઢી મૂકી; અને લક્ષ્મી–ગામડામાં ગરીબ માતા–પિતાને ત્યાં ઉછરેલી તેમની નિર્દોષ પુત્રી લક્ષ્મી પોતાના માતા–પિતાને ઘેર પાછી આવી અને પીયરમાં તેણે માતા–પીતા સમક્ષ પોતાના જ ભાગ્યનો દોષ ગણાવ્યો. અને તેમને કાંઈ પણ પગલું ન ભરવા સમજાવ્યું. હવે લક્ષ્મી પિતૃ–ગૃહેજ રહેવા લાગી.

અને આજે તેજ દિવસ હતો કે જે દિવસે તેને તેના પતિએ ઘરમાંથી બ્હાર કાઢી મૂકી હતી. તેનું હૃદય તે વાતની યાદ આવતાં આજે સળગી રહ્યું હતું. તે નદીના વ્હેતા પાણી સામું વિચારમાં ને વિચારમાં એકી ટશે જોઈ રહી હતી. તેના હૃદયમાંથી એકાએક ઉદ્‌ગાર સર્યો "હા ! સરિતા પણ પોતાના પ્રિયતમને–પોતાના હૃદય–નાથને મળવા કેવી વેગવંતી વહી રહી છે !–અને હું એક ત્યકતા ! પતિથી ત્યજાયેલી કેવું એકાકી જીવન વ્યતીત કરી રહી છું !–હા ! આનું કારણ ?–મ્હારૂં વંધ્યત્વ !–તેને લીધે હું પતિ–વીહોણી બની..." લક્ષ્મીની આંખમાં આંસૂનાં નીર છલકાયાં–નદીનાં વ્હેતાં પાણીમાં તેની આંખોમાંથી સરતાં આંસુનાં બિન્દુઓ પડયાં અને એક ક્ષણમાં તો એ તેમાં અદ્રસ્ય થઈ ગયાં, તેનું હૃદય રડી ઉઠ્યું. "લક્ષ્મી !–કમભાગ્ય લક્ષ્મી !–તું ! આજે ત્યકતા છું–પતિથી ત્યજાયેલી છું–સમાજમાં આજે ત્હારૂં સ્થાન કયાં છે ? વિધવા તો પતિના મૃત્યુથી વૈધવ્ય પાળે છે અને તું તો છે એક સૌભાગ્યવંતી વિધવા...હયાત પતિ છતાં વિધવાનું જીવન વીતાવે છે..." તેનાથી હૃદયનું દર્દ અસહ્ય થઈ પડ્યું. તેણે પોતાના સાલ્લાના પાલવ વડે આંખમાંથી વ્હેતાં આંસૂ લુંછ્યાં. અને જેમ તેમ લુગડાં ધોઈ નાંખી પાસે પડેલા વાસણમાં ભરી માથે મૂકી તે ઘર તરફ ચાલવા લાગી.

× × × ×

નિરાશાના ઘોર અંધકાર છાયા હૃદયે ગામડાની ગૌરાંગના લક્ષ્મી મંદ મંદ પગલે ઘર તરફ જઈ રહી હતી. ત્યાં એકાએક તેના કાને કોઇનો દર્દભર્યો અવાજ પડયો:—

"પ્રેમને ભૂલી જવા—દિલના દર્દને દબાવવા—નિરસ જીવનને ટકાવવા, શરાબ—દારૂ એ કેવી અદ્‌ભૂત ચીજ છે...લક્ષ્મી ગઈ... શરાબની બાટલી હવે મ્હારી લક્ષ્મી બની...મ્હારા જીવનનો તે સહારો બની......" અને ત્યાં તો એક પક્ષીઓનું ટોળુ તેના માથા ઉપરથી કલરવ કરતું લક્ષ્મીવાળી દીશામાં પસાર થતું દેખાયું. તે ચીડાયો—પોતાના આનંદમાં—પોતાની અનેરી મસ્તીમાં તેને વિક્ષેપ પડતો જણાયો—તેમાં તેને ભંગ પડતો લાગ્યો. અને તરત જ જમીન ઉપર પડેલી ગોફણુ હાથમાં લીધી; ગોળ ચક્કર ચક્કર ફેરવીને છોડી અને એક ક્ષણુમાં તો ધડામ દઇને કોઇના જમીન ઉપર પડવાનો અવાજ સંભળાયો. તે એકદમ ચમકયો—અને અવાજવાળી દીશામાં દોડયો, ત્યાં જઇને તેણે જોયું "કોણ લક્ષ્મી ?"

શરાબ પીધેલ હોવાથી તેના પગ લથડી રહ્યા હતા. લક્ષ્મી જમીન ઉપર ઢળી પડી હતી. તે એકદમ નીચો વળ્યો. લક્ષ્મીએ ઉંચુ જોયું. તેના કપાળમાંથી લોહીની ધારા વહી રહી હતી. તે બોલી "મૂળદાસ! તમે આ શું કર્યું ?—" તેના અવાજમાં દુઃખ હતું—અકથ્થ દર્દ હતું.

"લક્ષ્મી ! અણુજાણુમાં આ થઈ ગયું..." કહી તેણે પોતાનો હાથ ખીસ્સામાં નાંખ્યો અને રૂમાલ કાઢ્યો. તે રૂમાલ તેણે લક્ષ્મીના કપાળે દાબ્યો. તેના મૂખમાંથી દુર્ગંધ નીકળતી જોઈ લક્ષ્મીએ તેને કહ્યું "મૂળદાસ !—આ શું ?—તમે શરાબી હાલતમાં ?—દારૂના નિશામાં ?.. ......"

"હા. લક્ષ્મી..."

"મૂળદાસ !—"

"હાં-લક્ષ્મી ?—"

"મ્હારૂં કહેવું માનશો ?"

"શું ?—"

"તમે શરાબનો ત્યાગ કરો—તેને હંમેશને માટે ભૂલી જાવ મૂળદાસ !......"

"એ નહિ બને લક્ષ્મી ! તને ભૂલી જવા—ત્હારી સ્મૃતિના—ત્હારી યાદના વિસ્મરણ માટે તો મેં શરાબને અપનાવ્યો છે—મેં દારૂનો અંગીકાર કર્યો છે—તેને હવે હું ભૂલી નહિ શકું લક્ષ્મી !—શરાબ એ તો હવે મ્હારા આ જીવનનો સહારો છે—દારૂ એ તો મ્હારા નિરસ જીવનનો એક માત્ર સંગાથી છે..."

"ભૂલો છો મૂળદાસ. તેને તમારો સહારો ભલે માનતા હો—તેને તમે તમારા વિસ્મરણની વસ્તુ ભલે ધારતા હો—પરંતુ શરાબ !—એ તો તમારા જીવનમાં પ્રવેશતું ઝેરી તત્વ છે—ઘોર પતનને માર્ગે લઈ જનાર એ બેરંગી સત્વ છે—"

"તું ગમે તે કહે લક્ષ્મી ! હવે તો મ્હારા માટે એ બધુ નિરર્થક છે. હું તેને ચાહુ છું—તેને મેં મ્હારો જીવન—સંગી બનાવ્યો કારણ કે તું મને ભૂલી ગઈ—વચન—દ્રોહ કર્યો. હશે—લક્ષ્મી ! તેથી હવે મને કાંઈ દુઃખ થતું નથી. દુનિયામાં મ્હારૂં કોઈ ન્હોતું... અને દુનિયામાં હું કોઇનો પણ ના રહ્યો......"

"પણ...મૂળદાસ ! આ બધો તમારો એક જાતનો ભ્રમ છે, ભલે તમે મને વચન—દ્રોહી માનતા હો. પણ જે કાંઈ બન્યું તેનું કારણ તો હતું મ્હારા માતા—પિતાનું મ્હારા ઉપરનું દબાણ. તેમની સામે મ્હારૂં કાંઈ પણ ચાલે તેમ ન્હોતું. મૂળદાસ !—હું તમને ચ્હાઉ છું—તમારા પ્રત્યે મ્હારો પ્રેમ—મ્હારો સ્નેહ તો કાયમ જ છે—શું તમે મને નથી ચ્હાતા મૂળદાસ ?..."

"મને ત્હારા પ્રત્યે નફરત નથી લક્ષ્મી ! પણ......"

"હું જાણું છું મૂળદાસ કે હું તમારી ના થઈ પણ તે મ્હારે માટે અશક્ય બન્યું. હવે પણ અશક્ય છે. કારણ કે હવે તો હું પરણી ચૂકી—વાસના એ પ્રેમ નથી; પરંતુ પ્રેમ તો મહાન છે; તેનું સ્થાન ઉચ્ચ છે."

"લક્ષ્મી! તું એમ ન સમજીશ કે મૂળદાસ તને ચ્હાતો નથી. હું તને ચ્હાઉં છું..."

"શું હજુ પણ તમને મ્હારા માટે પ્રેમ છે ખરો. મૂળદાસ?"

"હા. હું હજુ પણ સાચા હૃદયથી ચ્હાઉં છું: અને મ્હારો પ્રેમ તેવો છે કે જે પ્રેમ એક માતાના હૃદયમાં વ્હે છે. જે પ્રેમ એક બ્હેનના હૃદયમાં અહર્નિશ વાસ કરે છે; તેવા પ્રેમથી હું તને ચ્હાઉં છું. લક્ષ્મી!..."

મૂળદાસના આ શબ્દો સાંભળતાં જ લક્ષ્મીની આંખોમાં એક ચમકારો થયો—એક ક્ષણમાં કોઈ અજબ પ્રેમ-જ્યોત ચમકી ને વીલીન થઈ ગઈ.

"અને લક્ષ્મી! મને ત્હારૂ દુઃખ અસહ્ય લાગે છે. તું ત્યક્તા બની—ત્હારા પતિએ ત્હારો ત્યાગ કર્યો......"

"મૂળદાસ! હોય. એ તો સર્વ ભાવિના નિર્માણ છે; હં. પણ તમે મ્હારૂં એક કહ્યું માનશો?—તમે દારૂની ભયંકર લતનો ત્યાગ કરો—શરાબને છોડી દો મૂળદાસ......

"નહિ. લક્ષ્મી! તને ભૂલવા માટે મ્હારી તે એક જ ચીજ છે. મને માફ કર......"

અને લક્ષ્મી તથા મૂળદાસ જ્યારે વાર્તાલાપમાં ગૂંથાયાં હતાં ત્યાં તો સામેથી કોઈ યુવતી તે તરફ આવતી જણાઈ. મૂળદાસ લક્ષ્મીની વિદાય લઈને ચાલ્યો અને લક્ષ્મી ધીરે ધીરે ઉભી થઈ અને પોતાનું લુગડાંથી ભરેલું વાસણ ઉપાડવાનો પ્રયત્ન કર્યો, ત્યાં તો પેલી યુવતી છેક તેની પાસે આવી પ્હોંચી. તેના મૂખ ઉપર

વીષાદની ગંભીર છાયા છવાયેલી હતી, તેની આંખમાં આંસુ હતાં; તેનું હૃદય કોઈ અગમ્ય મુંઝવણ અનુભવતું હોય તેમ લાગતું હતું. લક્ષ્મીએ તેને આવી ગભરાયેલી સ્થિતિમાં જોઇને પૂછ્યું "કોણ બ્હેન શુભદા ?–શા માટે આમ રડે છે બ્હેન ?–શું તને કાંઈ થયું છે ?"

"શું કહું બ્હેન !–તમને હું કઈ જીભે જણાવું ?—"

"હોયે–બ્હેન !......"

"મેં સાંભળ્યું છે કે મ્હારા બનેવી કોઈ બીજી યુવતી સાથે લગ્ન કરે છે. આજે જ તેમની જાન જવાની છે......"

"શું કહ્યું ?–તે બીજા લગ્ન કરે છે ? બસ કર......બ્હેન ! હું હવે વધુ કાંઈ પણ સાંભળવા નથી ઈચ્છતી–તું આ લુગડાં લઇને સીધી ઘેર જા...અને હું ?..." લક્ષ્મી વિચારમાં પડી. વળી પાછી બોલી ઉઠી "શુભદા !–હું જાઉં છું...મ્હારા જીવતાં–મ્હારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી–અને ત્યજીને બીજીની સાથે સુખી જીવન તો વીતાવવા નહિ જ દઉં. જા શુભદા ! લે આ લુગડાં......" કહેતાંની સાથે જ લક્ષ્મીએ પોતાના હાથમાંનું લુગડાંનું વાસણ શુભદાના હાથમાં મૂક્યું. અને તે સ્ટેશન તરફના રસ્તે એકદમ દોડી. શુભદા તો પોતાની બ્હેનનું આ પાગલપણું જોઇને આભી જ બની ગઈ. તેની બ્હેન તો આગળને આગળ દોડે જ જતી હતી.

લક્ષ્મી થોડેક દૂર ગઈ ત્યાં તેણે રસ્તામાં જ મૂળદાસને જોયો. તેણે તરત જ બૂમ મારી "મૂળદાસ !–મૂળદાસ !......"

આગળ જતો મૂળદાસ લક્ષ્મીની બૂમે એકદમ ઉભો રહ્યો. તેણે લક્ષ્મીની તરફ જોયું અને પછી કહ્યું "કેમ લક્ષ્મી !—"

"મૂળદાસ ! અત્યારે હું તમારી પાસે એક ભીક્ષા માંગું છું. મને બે રૂપીઆની જરૂર છે. તમે તે ના આપો ? અત્યારે ગાડીનો સમય થઈ ગયો છે. ઘેર જવાય તેમ નથી. મ્હારે અત્યારે ને અત્યારે જલ્દી જવાનું છે—" એકી શ્વાસે લક્ષ્મી બોલી ગઈ.

મૂળદાસ લક્ષ્મીની આમ એકાએક પલ્ટાયેલી પરિસ્થીતી જોઇને વિચારમાં જ પડી ગયો. તેણે લક્ષ્મીને પૂછ્યું "લક્ષ્મી ! ક્યાં જાય છે ?–આમ એકાએક ગભરાઈ કેમ ગયેલી છે ?–"

"હું જાઉં છું–કમલાપુર–તેમને ત્યાં...બસ. બીજુ હું તમને પછી કહીશ. મૂળદાસ હવે વિલંબ ના કરશો. ગાડીને સમય નથી."

અને તરત જ એ ગભરાયેલી મૃગલી સમી લક્ષ્મીના હાથમાં મૂળદાસે પાંચ રૂપીઆ મૂકયા. લક્ષ્મી તે રૂપીઆ લઇને તરત જ સ્ટેશન તરફ દોડી. તેના કપાળમાંથી લોહી વહી રહ્યું હતું. તે પોતાનો એક હાથ કપાળ ઉપર રાખી આગળ વધે જ રહી હતી.

થોડીવારમાં તો દોડતી લક્ષ્મી સ્ટેશન ઉપર આવી પ્હોંચી; તેણે તરત જ કમલાપુરની ટીકીટ લીધી. ગાડી ઉપડવાને ફક્ત બે જ મીનીટની વાર હતી. તેણે તરત જ સ્ત્રીના ડબ્બામાં પોતાની જગ્યા લીધી.

અત્યારે લક્ષ્મીના હૃદયમાં એક ભયંકર તોફાન જાગ્યું હતું. તે અત્યારે ક્રાન્તિકારીણી બની હોય તેમ લાગતું હતું. તેના હૃદયમાં અત્યારે કોઈ ગહન મંથન થઈ રહ્યું હતું. "મ્હારા જીવતાં મને ત્યજી દઇને બીજી નવેલી નાર સાથે આનંદમય જીવન વ્યતીત કરવું છે સુખમાં મ્હાલવું છે–એ બધું હું શા માટે સહન કરૂં શા માટે નીભાવી લઉં ? જો હું રડી રડીને દિન ગુજારીશ તો તેમને પણ જીવનભર જલતાંજ રહેવું પડશે; અને નહિતર આજ હું મ્હારા જીવનનું બલિદાન આપીશ. અને બતાવીશ કે ભારત વર્ષની નારીઓમાં એવી પણ શક્તિનો વાસો છે કે જે હસતાં હસતાં પોતાના પ્રાણનું બલિદાન આપે છે." લક્ષ્મી અત્યારે ગાંડા જેવી બની ગઈ હતી.

કમલાપુર સ્ટેશને ટ્રેન આવીને ઉભી રહી. લક્ષ્મી તેમાંથી નીચે ઉતરી, અને ટીકીટ આપી ગામમાં પ્રવેશી. તેણે તરત જ ત્યાં ઉભેલી એક ઘોડા–ગાડી ભાડે કરી લીધી. ઘોડાગાડી પુરપાટ રસ્તો કાપવા લાગી.

લક્ષ્મીનું સાસરૂં હવે થોડેક જ દૂર હતું. ત્યાં તેના કાને વાજાંનાં સરોદો પડ્યાં. લગ્ન–ગીતો ગાતી સ્ત્રીઓનો મંજુલ સ્વર તેના કર્ણ–પટે ગુંજવા લાગ્યો. તેણે એકદમ ગાડીવાળાને ગાડી ઉભી રાખવા જણાવ્યું. તરત જ ગાડી ઉભી રહી. લક્ષ્મી અંદરથી નીચે ઉતરી પડી. અત્યારે તેની આંખોની સામે અંધકાર તરવરી રહ્યો હતો. તેનું માથું ધૂમી રહ્યું હતું. વાજાંના એક એક સૂરે તેના હૃદયને હજારો વીંછીના ડંખ સમી વેદના થઈ રહી હતી. તે મંદ મંદ પગલે પોતાના સાસરાની છેક નજીક આવી પહોંચી. ત્યાં તેની નજર પૂષ્પ–પૂંજોથી આચ્છાદીત મોટર ઉપર પડી. મોટરની અંદર સ્મીત હાસ્ય કરતા પતિદેવને બેઠેલા તેણે જોયા. હર્ષભર્યા પતિદેવને આમ એકને તજી દઈને બીજાં લગ્ન કરવા જતા જોઈને તેનું હૃદય એકદમ સળગી ઉઠ્યું. તેની આંખોમાંથી ક્રોધના તણખા ઝરવા લાગ્યા. તેનું આખુંય મૂખ લાલચૂમ બની ગયું. લક્ષ્મીના શરીરનો રંગ તાંબાના રંગ સમો રક્તવર્ણો બની ગયો. તે વિચારમાં પડી ગઈ હતી; ત્યાં મોટરનું હોર્ન વાગ્યું અને ઉપડવાની તૈયારી કરી.

અને ત્યાં તો લક્ષ્મી એક સિંહણની માફક છલંગ મારીને ટોળાંની મ્હાર ધસી આવી અને પરણવા જતા પોતાના પતિદેવની મોટરના છેક આગળના ભાગ આગળ આવીને ઉભી રહી. લક્ષ્મીને આમ એકાએક અહિં આવેલી જોતાં જ સર્વ અવાક્ બની ગયાં; અને દરેકના મૂખમાંથી એક જ શબ્દ નીકળી ગયો–"અરે! આ તો લક્ષ્મી!–તે અહિં ક્યાંથી?..."

અને લક્ષ્મીનો પતિ સુંદરલાલ તો પોતાની પત્નિને આમ એકાએક આવેલી જોતાં જ એકદમ આભો જ બની ગયો. તેનું મૂખ શ્યામ પડી ગયું. પરંતુ બીજી જ ક્ષણે તે મોટેથી મોટરમાંથી બોલી ઉઠ્યો "લક્ષ્મી!–તું અહિંયાં કોના આમંત્રણથી આવી છું?–તને કોણે કહેવરાવ્યું હતું તે તું અહિં આવી છું?—"

"મ્હારે તમારા કોઈનાય આમંત્રણની કે કહેવરાવ્યાની સહજ

પણ જરૂર મ્હોતી. હું તો મ્હારી જાતે જ અહિં આવી છું સમજ્યા ?—"

"હશે તે ગમે તે હોય. પરંતુ તું મ્હારી નજર સમક્ષથી દૂર થા. લક્ષ્મી ! ત્હારા જેવી એક વંધ્યાનું મૂખ આવા મંગળ પ્રસંગે વધુવાર જોવા નથી ઇચ્છતો."

"પણ હું તમને અહિંથી લગ્ન કરવા જ ક્યાં જવા દેનાર છું ! તમે ફરીને લગ્ન નથી કરી શકતા—"

"તું મને શું રોકી શકે તેમ હતી લક્ષ્મી !—"

"એ બધું તો હવે જ સમજાશે. ક્યાં તો હું તમને અહિંથી આગળ વધતા રોકીશ કે ક્યાં તો મ્હારૂં જીવન અહિં જ સમર્પણ કરી તેનો અંત આણીશ."

"જો ત્હારે પ્રાણાર્પણ કરવું છે તો બીજા ઘણાય રસ્તા છે. ગામમાં કુવા ઉઘાડા છે તેમાં તૂં પડી ત્હારા દેહનું બલિદાન આપી શકે છે. ઝેર લઇને પણ તું ત્હારૂં જીવન અર્પી શકે છે. અને જો તેમ કરવાની ત્હારી ઇચ્છા ના હોય અને જીવતાં જ રહેવું હોય તો કોઈ બીજા યુવક સાથે લગ્ન કરી લઇને ત્હારા જીવનને તું સુખી કરી શકે છે. હું તને તેમ કરતાં જરાપણ રોકનાર નથી."

"તમારા જેવી હું નથી કે બીજું લગ્ન કરૂં, સમજ્યા ? એક પતિ હયાત છતાં બીજો પતિ કરૂં ?–પોતાની પત્નિને બીજો પરણી જવાનું કહેતાં તમોને જરાપણ શરમ નથી આવતી ?—"

"હવે વધું કાંઇપણ બોલ્યા સિવાય તું અહિંથી ચાલી જા. ત્હારાં આ બધાં સ્ત્રી–ચરિત્રને હું સારો પેકે પીછાનું છું. માટે અહિંથી દૂર થા નહિતર મ્હારી મોટર ત્હારા દેહ ઉપર થઇને ચાલી જશે.

"તેની હું જરાપણ પરવા કરતી નથી. મ્હારા દેહની મને જરાપણ દરકાર નથી."

"હજુ પણ કહું છું કે લક્ષ્મી મ્હારા માર્ગમાંથી તૂં દૂર થા."

"હું અહિંથી એક તલભાર પણ ખસનાર નથી. તમારાથી

થાય તે જુલ્મ તમે કરી શકો છો. પરંતુ મ્હારા જીવતાં તો હું તમને અહિંથી પરણવા જવા દેનાર નથી એ ચોક્કસ માનજો.

"પરંતુ હું તને સ્વતંત્રતા આપું છું લક્ષ્મી, કે તું બીજા લગ્ન કરી ત્હારૂં જીવન સુખી કર."

"મ્હારા લગ્ન ?–મ્હારા લગ્ન હવે તો થશે સ્વર્ગમાં..."

"એમ છે તો હું પણ જોઉ છું કે તું કેવી નથી ખસતી. કહીને સુંદરલાલે ડ્રાઈવરને મોટર આગળ ચલાવવા હુકમ સાંભળતાંજ લક્ષ્મી મોટર આગળ જમીન ઉપર સુઈ ગઈ. ડ્રાઈવરમાં એ શક્તિ ન્હોતી કે તે લક્ષ્મીના દેહ ઉપર મોટર ચલાવે. તેણે તરત જ સુંદરલાલને સાફ સાફ જણાવી દીધું કે–"મ્હારાથી એ નહિ બને." અને તરત જ તે મોટરમાંથી નીચે ઉતરી ગયો.

પરંતુ સુંદરલાલ તો ક્રોધમાં આંધળો બન્યો હતો. તેને કાંઈ પણ ભાન રહ્યું ન્હોતું. તેણે તરત જ મોટરનું હોર્ન વગાડ્યું, પરંતુ રણચંડી સમી લક્ષ્મી પોતાના સ્થાનેથી સહજ પણ ના ખસી. આથી તે વધુ ચીડાયો, અને છેલ્લી વાર તેણે ફરીથી હોર્ન માર્યું. પરંતુ આ વખતે પણ એ સિદ્ધાંતવાદી અને અડગ પ્રતિજ્ઞા લઇને સૂતેલી લક્ષ્મી રતીભાર પણ ના હાલી. આથી સુંદરલાલના મનમાં લક્ષ્મીનું આ કૃત્ય પોતાને ડરાવવા પૂરતું જ લાગ્યું–તેને તેમાં સ્ત્રી–ચારિત્રનો ભાસ થયો. અને એ ઉશ્કેરણીભર્યા વિચારોમાં ને વિચારોમાં તેણે મોટર એકદમ ચાલુ કરી, અને આંખો બંધ કરીને જમીન ઉપર સૂતેલી લક્ષ્મીના દેહ ઉપર તે મોટરના કાળદૂત સમા રાક્ષસી–ચક્રો ફરી વળ્યાં. લક્ષ્મીના મૂખમાંથી એક કારમી અને તીણી ચીસ નીકળી ગઈ–તેનું લોહી ખરડયું શરીર જમીન ઉપર તરફડીયાં મારવા લાગ્યું. લક્ષ્મી ઉપર મોટર ફરી વળ્યા પછી સુંદરલાલનો ક્રોધ એકદમ ઉતરી ગયો. તેને પોતાની જાતનું ભાન થયું, તેણે ગુસ્સાના આવેશમાં શું કરી નાંખ્યું તેની ખબર હવે તેને થઈ, તેનો દેહ ધ્રૂજવા લાગ્યો.

જ્યારે બીજી બાજુ સુંદરલાલના આ કૃત્ય બદલ લોકોમાં ક્રોધની ભયંકર જ્વાળા ફાટી નીકળી. તે ગભરાયો, અને પોતાનો જાન બચાવવા દોડ્યો. પરંતુ લોકોએ તેની પૂંઠ પકડી હતી. છેવટે તે પોતાનો બચાવ કરવા પાસેના એક કુવા તરફ દોડ્યો અને ભયનો માર્યો તેમાં જ કૂદી પડ્યો. અને તેને બચાવી લેવામાં આવે તે પહેલાં તો સુંદરલાલના જીવનનો કરૂણ અંત આવ્યો.

અને હસ્તે મૂખે પોતાના જીવનનું બલિદાન આપનાર ત્યકતા લક્ષ્મી અને તેના પતિ સુંદરલાલના શબને સ્મશાનમાં સાથે લઈ જવામાં આવ્યાં. અને બન્નેના સાથે જ અગ્નિ-સંસ્કાર કરવામાં આવ્યાં.

એ ચીતાઓ ભડભડ બળી રહી હતી. અને એ સળગતી જ્વાલાઓ તરફ જોઇને એક વ્યક્તિનું હૃદય રડી રહ્યું હતું. તેની આંખમાંથી આંસુની અસ્ખલીત ધારાઓ વહી રહી હતી. તે વ્યક્તિ હતી મૂળદાસ.

# પૂર્ણિમા

" પૂર્ણિમા ! આજે ઉકળાટ વધુ લાગે છે નહિ ? " પૂર્ણિમાની એક વીખરાયેલી લટ ખેંચતાં હિમાંશુએ કહ્યું.

" ઉકળાટ તો લાગેજ ને હિમાંશુ ! આખરે દિવસો તો તાપના જ છે ને ? " સહજ સ્મિત કરતાં પૂર્ણિમા બોલી.

હિમાંશુ પૂર્ણિમાની ધવળ દંત-પંક્તિ સામું એકી ટશે

બોર્ડ જ રહ્યો. પછી તે બોલ્યો " લાવો ત્યારે પંખો ચલાવીએ " કહીને તે સામેના સ્વીચ બોર્ડ તરફ ગયો અને સ્વીચ દબાવવા હાથ ઉંચો કર્યો, ત્યાં તો પૂર્ણિમા તેની આગળ દોડી, અને સ્વીચ પર હાથ મૂકતાં અટકાવીને કહ્યું " આ પંખાનો પવન ખાવો રહેવા દો."

" કેમ ! " હિમાંશુએ આશ્ચર્ય સહ પૂછ્યું.

" આ પવન તો કૃત્રિમ છે " પૂર્ણિમાએ આંખની પાંપણો મીંચતાં કહ્યું.

" પણ એથી શું થયું પૂર્ણિમા ?–તાપ તો સમાવશે ને ?–"

" જરૂર આ કૃત્રિમ પવન તાપ તો સમાવશે પરંતુ પાછળથી રોગના ભોગ પણ બનાવશે એ તમે કદાચ ઓછું જાણતા હશો..." હસતાં હસતાં ફરીને પૂર્ણિમા બોલી.

" તું આવું દ્વિઅર્થી સંભાષણ શું કરે છે પૂર્ણિમા ? "

" હું દ્વિઅર્થી ક્યાં બોલું છું ?–હું તો મને જે સમજાય છે તેટલું તમને કહું છું."

" પણ તું શું કહેવા માગે છે તેનો અર્થ હું કાંઈ જ સમજી શકતો નથી.

" તમને શાનું સમજાય ?–પુરૂષોનું તો એ માનસ જ છે કે સ્ત્રીઓની કોઈપણ વાત તેમનાથી સમજાતી જ નથી. ફક્ત પોતાનાજ સ્વાર્થની વાત તેઓ સારી રીતે સમજી શકે છે."

" પુરૂષો ઉપર તું આવી જાતનો ખોટો આક્ષેપ મૂકે છે પૂર્ણિમા ! "

" તો તેથી પુરૂષો ભલેને મ્હારી સામે બદનક્ષીની ફરીયાદ જ ન માંડે."

" પણ આમાં એ વાત છેજ ક્યાં ? "

" તો પછી હું તો તમારા ભલા માટે જ કહેતી હતી કે કૃત્રિમ પવનથી માંદા પડાય."

" સારૂ ત્હારી સઘળી વાત સાચી હવે તું એને ત્યાંજ અટકાવી દઈશ."

"બસ આટલી વાતમાંય તમે કંટાળી ગયા હિમાંશુ ?"

"હું તો શું પણ ખુદ ઇશ્વર પણ તમારાથી કંટાળી જાય પૂર્ણિમા !"

હિમાંશુનું આ વાકય સાંભળીને પૂર્ણિમા ખીલખીલાટ હસી પડી. તેને હસતી જોઇને હિમાંશુ બોલ્યો "પૂર્ણિમા ! તું ખરેખર ! બહુ જ મસ્તીખોર છે હોં—"

"હું તો મસ્તીખોર છું અને મદભરીએ છું. કારણ કે મસ્તી તો જ્યાં મદ હોય ત્યાં જ સમાયેલી છે. કેમ ખરૂ ને ?—"

"ફરી પાછી એની એ વાત !"

"હશે ચાલો એ વાતને આપણે અહિં જ પડતી મૂકીએ." કહીને પૂર્ણિમા આંખો મટમટાવી હિમાંશુના સામે જોતી ઉભી રહી. હિમાંશુથી ના રહેવાયું. તે બોલી ઉઠયો "પૂર્ણિમા ! મને તાપ વધુ લાગે છે. તું ખસી જા. પંખો ચલાવવા દે."

"નહિ. આપણે ઉપર અગાશીમાં જઇએ. ત્યાં ઠંડો અને કુદરતી પવન વાતો હશે."

"ચાલો ત્યારે અગાશીમાં જઇએ. મ્હારી કયાં ના છે."

અને તરત જ પૂર્ણિમા તથા હિમાંશુ ઉપરની બાજુ આવેલી અગાશીમાં આવ્યા.

ઉંચે નિર્મળ આકાશમાં સુધાકાર વિમલ હાસ્ય હસી રહ્યો હતો અને કાશી નગરીને ચંદ્રિકા સ્નાન કરાવી રહ્યો હતો, પૂર્ણિમાનું મકાન કાશી નગરીના એક મહેલ્લાના છેક છેવાડે આવેલું હતું.

થોડાક વખત અગાશીમાં આમતેમ ફરી પૂર્ણિમા અંદરની બાજૂ જઇને એક સુંદર ગાલીચો અને પાનની પેટી લઇ આવી તેણે અગાશીમાં ગાલીચો પાથર્યો અને ચંદ્રના ધવળ પ્રકાશમાં એ બન્ને જણાં બેઠાં. પૂર્ણિમાએ પાનની પેટી ખોલી અને બે પાન બનાવ્યાં. હિમાંશુએ તે પાન લેવા હાથ લંબાવ્યો. તરત જ

પૂર્ણિમાએ તેને તેમ કરતાં અટકાવી કહ્યું " નહિ. હિમાંશુ આ પાન તો હું મ્હારી જાતે જ તમને ખવરાવીશ."

" એટલો ત્હારો મ્હારા પ્રત્યે પ્રેમ છે એ જોઈ મને આનંદ થાય છે પૂર્ણિમા !—છતાં પણ .."

" કેમ અચક્યા હિમાંશુ ?—"

" છતાં પણ મને એક વાતની શંકા છે કે તું મ્હારી તરફ આ તારો પ્રેમ નિરંતર ટકાવી નહિ શકે !—"

પૂર્ણિમા હિમાંશુની આ વાત સાંભળી ઘડીભર સ્તબ્ધ બની ગઈ. તે હિમાંશુના મૂખ ઉપર તરવરતા ભાવ તરફ એકી ટશે જોઈ રહી. પછી તે બોલી " હિમાંશુ ! હું તમારા પ્રશ્નનો કાંઈ અર્થ સમજી ના શકી."

" અને તને હું મ્હારા પ્રશ્નનો અર્થ કહીશ તો ખોટું લાગશે પૂર્ણિમા—"

" તમારી ભૂલ છે. મ્હારે ખોટું લગાડવાનું કાંઈ કારણ ?—અને હિમાંશુ એટલું ચોક્કસ માનજો કે તમારા પ્રત્યે મને કદાપી પણ ખોટું નહિ લાગે..."

" તો સાંભળ પૂર્ણિમા !—જગતના લોક કહે છે કે વેશ્યાનો વિશ્વાસ નહિ—તેના હૃદયનો ભરૂસો નહિ. કારણ કે તે તો પૈસાની જ સગી હોય છે—લક્ષ્મિની જ ભૂખી હોય છે. તેને ત્યાં તો શ્રીમંતનાં જ મૂલ્ય અંકાય છે—કંગાલની તેને ત્યાં કોડીની પણ કિંમત હોતી નથી. શું આ વાત સત્ય છે પૂર્ણિમા ?—"

" હિમાંશુ ! માની લો કે તે વાત કદાચ સત્ય પણ હોય." પૂર્ણિમાએ સહજ ગંભીર મૂખે દર્દભર્યા અવાજે કહ્યું.

" તો શું તમારે દ્વારે પ્રેમની કાંઈજ કિંમત નથી ?—સ્નેહના કાંઈજ મૂલ્ય નથી ?—"

" પ્રેમ !—પ્રેમ એ શું ચીજ છે તે હમે નથી જાણતા. હિમાંશુ !—

તમારી પાસે એ પ્રેમ—એ હસ્નેહ છે ખરો ?—તમે એ મને પ્રત્યક્ષ બતાવી શકો છો ખરા ?–"

"તું તો ગાંડી છે. પૂર્ણિમા ! શું પ્રેમ તે પ્રત્યક્ષ બતાવી શકાય તેવી વસ્તુ છે ?—તેને તો હૃદયથી જ ઓળખી શકાય—" હિમાંશુએ પોતાનો હાથ પોતાના હૃદય ઉપર મૂકતાં કહ્યું.

"ત્યારે તો એ સોદો હૃદયનો જ કહેવાય ને ?" પૂર્ણિમાએ પણ ધીરે રહીને પ્રશ્ન કર્યો.

"હા."

"તો પછી હૃદયની અંદર સમાયેલી વસ્તુની આશા શરીરથી રાખવી તે કેવી રીતે બની શકે ? તમે મને સમજાવશો ?—"

પૂર્ણિમાના આ શબ્દોથી હિમાંશુ મૂંઝાયો. તેનો તેને શું જવાબ આપવો તેની કાંઈ સુઝ પડી નહિ.

"કેમ બોલતા નથી હિમાંશુ ? જવાબ આપો. તમે મ્હારી પાસેથી તમારા પ્રશ્નોની આશા ધરાવો છો તો હું પણ તમોને પૂછું છું તેનો જવાબ કેમ નથી આપતા ?—તમો હમને પૂછવા જેટલા હકદાર છો તેટલું હમે તમને પૂછી તો શકીએ ને ?..." પૂર્ણિમા આગળ ને આગળ બોલી જ રહી હતી. તેના શબ્દે શબ્દે હિમાંશુના હૃદય ઉપર સખ્ત અસર થઈ રહી હતી. તે આગળ બોલી "હિમાંશુ ! તમે જે જગતના લોકોની વાત કરી રહ્યા છો તે જગતના લોકો કેવા છે તે તમે જાણો છો ?– જે સમાજના પુરૂષોની વાત મને જણાવી રહ્યા છો તે સમાજના પુરૂષો કેવા છે તેની તમને ખબર છે ?—ન જાણતા હો તો જાણો—હમારે દ્વારે પુરૂષો શા માટે આવે છે ?—હમારા ઉપર ઉપકાર કરવા નહિ—સમાજથી તરછોડાયેલાં હમો ભૂખે મરીએ છીએ તે માટે નહિ—પાપના પન્થેથી હમોને ઉગારવા નહિ—નર્કાગારમાં હમો સબડી રહ્યાં છીએ તેમાંથી અમારો ઉદ્ધાર કરવા નહિ—પરંતુ ! હા !–" કહેતાં કહેતાં પૂર્ણિમાએ એક ઉંડો નિશ્વાસ નાખ્યો. પછી તે બોલી "તેઓ હમારે બારણે

આવે છે હમારા દેહ દ્વારા મઝા લુંટવા—યૌવનનો ઉપભોગ કરવા—પોતાની કામ—વાસના તૃપ્ત કરવા...અને સ્વાર્થી પુરૂષ જાતની ભયંકરતા તમે જાણો છો હિમાંશુ ?......"

હિમાંશુ પાસે પૂર્ણિમાના પ્રશ્નનો જવાબ ક્યાં હતો ? તે તો નિરૂત્તર જ રહ્યો, એકી ટશે પૂર્ણિમાના મૂખ સામું જોઈ જ રહ્યો. તેને પૂર્ણિમા આજે જૂદી જ જાતની લાગતી હતી—તેના મૂખ ઉપર કાંઈ વીચીત્ર જ્યોતી તે નિહાળતો હતો.

અને પૂર્ણિમાએ આગળ ચલાવ્યું. "હમારા ત્યાં આવનારા પુરૂષો ભયંકર લુંટારા હોય છે. તેઓ તો અહિં શારિરીક સૌન્દર્ય લુંટવા જ આવે છે—દેહ—યૌવનનો ઉપભોગ કરી આનંદ મેળવવા માટે જ આવે છે. અને હમારા દેહ પર સોહામણું સૌન્દર્ય હોય છે—હમારા શરીર પર થનગનતુ યૌવન હોય છે—તેમને પાગલ બનાવી મૂકે તેવી અનેરી મોહિની શક્તિ અને આકર્ષણ હોય છે—ત્યાં સુધી જ કામ—ઘેલા પુરૂષ લુંટારા હમારે ઉંબરે ચઢે છે—ત્યાં સુધી જ તે હમોને પોતાની કામ—વાસના તૃપ્તિનું સાધન માની હમારી સાથે પ્રેમ-ભર્યું વર્તન દાખવે છે. અને હમે વેશ્યાઓ ! તેમની સાથે શું દગો ખેલીએ છીએ ? તે મ્હારાથી નથી સમજી શકાતું. હિમાંશુ !—તેઓ હમારા દેહ—સૌન્દર્યનો ઉપભોગ કરે છે ત્યારે જ પૈસા આપે છે—તેઓ હમારૂ યૌવન લુંટે છે ત્યારે જ હમારા તરફ થોડા રૂપીઆ ફેંકે છે. એટલે તેમને જ્યારે હમો હમારી જાત સોંપીએ છીએ—હમારૂં આ શરીર સોંપીએ છીએ ત્યારે જ તે હમોને પૈસા આપે છે. તેમની કામ—વાસના હમો સંતોષીએ છીએ ત્યારે તે હમોને પૈસા આપી સંતોષવા પ્રયત્ન કરે છે. આમાં હમો તેમની સાથે શું પ્રપંચ ખેલીએ છીએ ?—તેમની સાથે હમે કઈ જાતનો વિશ્વાસઘાત કરીએ છીએ ?—તમે કહેશો હિમાંશુ ?"

હિમાંશુએ પૂર્ણિમાના ખભે હાથ મૂકતાં કહ્યું "પૂર્ણિમા !—પૂર્ણિમા !—આમ તું આવેશમાં કેમ આવી ગઈ છું ?—"

"હું આવેશમાં કેમ ના આવું ? હિમાંશુ ! જ્યારે તમે જગતના લોકોનો પ્રશ્ન મ્હારી સમક્ષ ઉભો કર્યો ત્યારે મ્હારાથી મ્હારો આવેશ છૂપાવી શકાતો નથી. જે લોકો હમારી કફોડી હાલતમાં હમારો ભાવ પણ નથી પુછતા ?—જે લોકો હમોને શું દુઃખ છે તેટલો શબ્દ પણ નથી પૂછતા તે લોકો હમોને જ્યારે વીશ્વાસઘાતીણિ-અને બેવફાની જાહેર કરે છે ત્યારે હું આવેશમય કેમ ન બનું ?—હમારી પાસેથી તેમને પ્રેમ જોઇએ છે—પણ હમારી પાસે પ્રેમ ક્યાં છે ? હમે તો યંત્રવત્ બન્યા છીએ અને આ શરીરને હમે યંત્રની માફક જ તેમને સોંપીએ છીએ. આ તો વ્યાપાર છે. પ્રેમ-પ્રેમના માથ્થા અને દંભી પોકારો કરનારા એ લોકોને તો પૂછો કે તમારા હૃદયમાં પ્રેમ છે ?—ક્યાંથી હોય ?-તેમના હૃદયમાં તો નીરંતર સ્વાર્થ છે-લાલસા છે—કામ-તૃષા માટેની ભયંકર પીપાસા છે—તો પછી તેમને અમારી પાસેથી પ્રેમ જેવી પવીત્ર વસ્તુની આશા શા માટે રાખવી જોઇએ ? અને હિમાંશુ ! તમે મને કહો છો કે હું તમને પ્રેમથી નહિ ચાહી શકું. પણ એ સત્ય નથી. સાચી વાત તો એ છે કે તમે જ મને પ્રેમથી ચાહી નહિ શકો."

"શા ઉપરથી તું એમ કહે છે પૂર્ણિમા ?" હિમાંશુએ સહજ આશ્ચર્યભર્યા અવાજે પૂછ્યું.

"કારણ કે દયા અને સ્હાનુભુતી એ પ્રેમનાં પગથીયાં છે. તે જ્યાં નથી ત્યાં પ્રેમ કદી ટકી શકતો નથી."

"મ્હારામાં દયા અને સ્હાનુભુતી નથી એ તેં શી રીતે જાણ્યું ?"

"તમારા ઉપર હું નથી કહેતી હિમાંશુ ! પરંતુ પુરૂષોમાં સ્ત્રીઓ માટે સહજ પણ લાગણી હોતી નથી. જો તેમના હૃદયમાં સ્ત્રીઓ માટે દયા હોત-સ્હાનુભુતી હોત તો આજે સ્ત્રીઓના હૃદય જે અસંતોષની આગથી ભભૂકી રહ્યા છે તેવા હોત નહિ. લાખો અભાગિની નિરાધાર વિધવા નારીઓને લોહીના આંસૂ વહાવવા પડત નહિ—સંરક્ષણ અને સ્હાય વિના રઝળતી હજારો દુઃખી અબળાઓ

વિધર્મીઓ દ્વારા પરધર્મી બનત નહિ-તેમના ઉપર આજે જે જાતના ગોઝારા અત્યાચારો થઈ રહ્યા છે તેવા થાત નહિ અને શયતાનોના હાથમાં સપડાઈ પાપનો માર્ગ પકડી શકત નહિ-કાશી જેવા પવિત્ર ધામમાં પોતાના પેટની જ્વાલાઓને ઠારવા-તેને શાંત કરવા વેશ્યા-વૃત્તિનો આશ્રય લેવો પડત નહિ. હું તમને હમો સ્ત્રીઓ ઉપર ગુજરતા અત્યાચારો વીષે શું શું કહું ?-તમારી સમક્ષ હું શું શું વર્ણવું હિમાંશુ ?...અને છતાંય મને એક જ વાતની નવાઈ ઉપજે છે-એક જ વાતનું મને આશ્ચર્ય થાય છે કે આટઆટલા અત્યાચારો, સીતમો અને જૂલ્મો હોવા છતાં હિન્દુ ધર્મ કેમ બચી શકયો છે ? પૂર્ણિમાનું હૃદય ભરાઈ આવ્યું. તેનાથી વધુ આગળ બોલાતું ન્હતું. તે સહજ અચકી. તેણે પોતાના હોઠ દાંત વચ્ચે દબાવ્યા. તેના મૂખ પર ગંભીરતા વધુને વધુ છવાતી હતી-તેનો આવેશ વધતો હતો હિમાંશુમાં તો પૂર્ણિમાને પ્રત્યુત્તર આપવાની તાકાત રહી ન્હોતી; કારણ કે પૂર્ણિમાની દલીલો સચોટ હતી.

થોડી વાર મૌન રહ્યા પછી પૂર્ણિમાએ હિમાંશુનું મૂખ પોતાના તરફ ઉચુ કરતાં કહ્યું " હિમાંશુ ! બીજાની વાત જવા દો. હું મ્હારી પોતાની જ વાત તમારી સમક્ષ કરૂં આજે હું વેશ્યા-વૃત્તિનો ત્યાગ કરૂં-તમારે ત્યાંના અંધીયાર રસોડા અને ઘંટીને માટે તૈયાર થાઉં. તો શું તમે મને તમારા ત્યાં લઈ જવા તૈયાર થશો ખરા ? અને જો તેમ ન થઈ શકતું હોય તો હમારા પ્રત્યે તમો પ્રેમ ધરાવો છો-હમારા પ્રત્યે તમે સ્હાનુભૂતિ ધરાવો છો એમ શી રીતે કહી શકો ?"--

પૂર્ણિમાની વાત સત્ય હતી. હિમાંશુ તેનો કંઇ પણ જવાબ આપી શકે તેમ ન્હોતું, તે તો ચૂપ જ બેસી રહ્યો. આથી પૂર્ણિમા સહજ ધીરા પણ મૃદુ અવાજે બોલી ઉઠી " હિમાંશુ ! હું સારી રીતે સમજું છું કે તમે એજ પુરૂષ સમાજના હોવા છતાં પણ સહૃદયી છો-સરળ છો. અને તેથી જ મેં મ્હારી સઘળી સ્પષ્ટ વાતો તમને જણાવી છે. નહિતર તમે જાણો છો કે હું પુરૂષોને કેટલી

ધીક્કારૂં છું ? તેમને કેટલી નફરતની દ્રષ્ટિએ જોઉં છું !—જ્યારે મેં તમને મ્હારૂં દીલ પ્હેલ વ્હેલું અર્પણ કર્યું છે. અને તેથી જ હું તમારી સમક્ષ મ્હારૂં હૃદય ખોલીને વાત કરૂં છું. જો તમે મ્હારા પ્રત્યે શુદ્ધ પ્રેમ ધરાવતા હો તો મને તમારો સંપૂર્ણ સાથ આપો—મને તમારા હૃદયના એક ખૂણામાં અનોખું સ્થાન આપો—અને પછી જૂઓ પૂર્ણિમા તમારી દાસી બનીને રહેશે—પૂર્ણિમા તમારી પૂજારણ બનીને પોતાનું જીવન વીતાવશે..."

પૂર્ણિમાના અંતિમ શબ્દોએ હિમાંશુના અંધકાર વ્યાપ્યા હૃદયમાં આશાના કિરણની એક આછી રેખા ચમકી ઉઠી, તે બોલી ઉઠયો: " પૂર્ણિમા ! તું મ્હારી પાસેથી કેવા પ્રકારનો સાથ માંગે છે ?"

" સમાજના પાપનું તમે પ્રાયશ્ચિત કરો અને મને તમારી પત્નિ તરીકે સ્વીકારો......" પૂર્ણિમાના મૂખ ઉપર આનંદની વાદળી દોડવા લાગી.

" તેમજ થશે પૂર્ણિમા !..." હિમાંશુના અંતરમાંથી પણ ઉદ્‌ગાર સર્યા. પૂર્ણિમાએ તે ઉદ્‌ગાર શાંત ચિત્તે ઝીલ્યાં; તેણે ઉંચે આકાશમાં વિહાર કરતા ચન્દ્ર સામે જોયું. ચન્દ્રની પ્રફુલ્લતા સાથે તેનું હૃદય પણ પ્રફુલ્લિત બન્યું. હિમાંશુએ પૂર્ણિમાને પોતાની તરફ ખેંચી હૃદય સરસી ચાંપી. અને પૂર્ણિમા કોઈ અનેરી શાંતિ અનુભવતી હોય તેમ તેને લાગ્યું.

[ ૨ ]

પૂર્ણિમા કોણ હતી ?

પૂર્ણિમા એ કોઈ વેશ્યાની પુત્રી ન્હોતી તેણે કોઈ નાચનારીને ત્યાં જન્મ લીધો ન્હોતો. તેનો જન્મ તો ખાનદાન, કુલીન અને સંસ્કારી કુટુંબમાં થયો હતો. તે તેના માતા-પિતાને ઘણી જ વ્હાલી હતી. બાલ્યકાળથી જ તેને ઘણું જ સુંદર શિક્ષણ આપવામાં આવ્યું હતું.

પૂર્ણિમા દેખાવડી હતી. સુંદર હતી—તેના અંગે અંગમાં અદ્‌ભુત

યૌવન હતું—અનેરૂં આકર્ષણ હતું. તેનું દેહ-સૌન્દર્ય નિહાળીને હજારો નયન ખેંચાતાં હતાં.

એક દિવસ તે પોતાના માતા-પિતા સાથે ચંદ્ર-ગ્રહણ જોવા કાશી ગઈ. ચંદ્ર-ગ્રહણના દિવસે કાશીમાં અપાર માનવ-મેદની જામી હતી, તેમાં જાત જાતના માણસો ભેગા થયા હતા. આમાં કેટલીક બદમાશ ટોળીઓ પણ આવી હતી કે જે યુવાન બાળાઓના હરણ કરી તેમને ગમે ત્યાં વેચી દેતી. પૂર્ણિમાની બાબતમાં પણ તેમજ બન્યું. મોડી રાત્રે ચંદ્ર-ગ્રહણ હતું, હજારો માણસો રસ્તા પર આમ તેમ ચાલતા હતા. ભીડ સખ્ત જામી હતી, ધીરે ધીરે ચંદ્ર-ગ્રહણ શરૂ થયું. અંધકાર વ્યાપવા લાગ્યો. લોકોનો ધસારો વધવા લાગ્યો. થોડી વારે તો આખોય ચંદ્ર દેખાતો અદ્રશ્ય થઈ ગયો. સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય પથરાઈ ગયું. અને એ અંધકારનો લાભ લઈને એક બદમાશ ટોળીએ પૂર્ણિમાને પોતાની પ્રપંચ-જાળનો શિકાર બનાવી. તેને તેના મા-બાપથી વિખુટી પાડી દીધી. બહુ તપાસ કરી પરંતુ તે મા-બાપને શોધી શકી નહિ. કાશીથી તે અજાણ હતી. તેને રસ્તો જડતો ન્હોતો. તેની આંખમાંથી આંસુનો અસ્ખલીત પ્રવાહ વહી રહ્યો હતો. તે પોતાના માતા-પિતાને શોધીને થાકી. આખરે કંટાળીને તે એક જગ્યાએ બેઠી.

બિચારી પૂર્ણિમાને ક્યાં ખબર હતી કે એક ટોળીના હાથમાં તે સપડાઈ હતી. તેની પાછળ-પાછળ તેના માણસો ભમતા હતા. તે જે સ્થળે બેઠી હતી ત્યાં આગળ એક ડોશી કે જેનું આ ષડ-યંત્ર હતું તેને મોકલવામાં આવી. તેણે પૂર્ણિમાની સામે ધારી ધારીને જોવા માંડ્યું.

પૂર્ણિમાની આંખમાં આંસુ જોઈને તે બોલી, "બ્હેન ! કેમ રડે છે ?—શું તું રસ્તો ભૂલી છે ?—"

"હા. માજી હું કાશીમાં હજુ નવી જ આવેલી છું. મ્હારા

માતા-પિતાથી વિખુટી પડી ગયેલી છું." કહીને પૂર્ણિમાએ તે ડોશીને પોતાની વીતક જણાવી.

પૂર્ણિમાની વાત સાંભળ્યા પછી ડોશીએ તેને કહ્યું "બ્હેન! અત્યારે તું મ્હારી સાથે ચાલ. અહિં એકલા રહેવું સારૂં નથી. કાલે તેમની તપાસ કરાવીશું." એમ કહીને તે પૂર્ણિમાને બોલાવીને પોતાને મકાને લઈ ગઈ.

પૂર્ણિમા ગભરાતી ગભરાતી તેના મકાનના પગથીયાં ચઢવા લાગી અને ઉપર જઈને જોતાં જ તે જ્યાં ઉભી હતી ત્યાંને ત્યાંજ થંભી ગઈ. તેણે ચારે બાજુ નજર કરી તો તેની આંખ સમક્ષ જુદી જુદી જાતના વાજીંત્રો દેખાયાં. વીણા-સતાર, હાર્મોનીયમ અને મૃદંગ વીગેરે જોતાં જ તેનું હૃદય પોકારી ઉઠ્યું "પૂર્ણિમા!-તું આ કોને ત્યાં આવી ચડી?-આ તો કોઈ વેશ્યાનું ગૃહ છે—" તે એકદમ નીસરણીના પગથીયાં પાછા ઉતરવા જતી હતી ત્યાં પેલી ડોશીએ તેને અચકાવીને કહ્યું "પૂર્ણિમા!-શું તું આ બધાં વાજીંત્રોથી ગભરાઈ ગઈ?-પણ તું શા માટે ગભરાય છે?-તું અહિંયાં સુરક્ષિત છે-નહિતર તું જો બીજાને પંથે ચડી હોત તો......"

બીજી જ ક્ષણે પૂર્ણિમાને પોતાના ભાવીનો ખ્યાલ આવ્યો. શું કરવું તે તેને સુઝતું ન્હોતું. આખરે તેણે તે ડોશીને ત્યાં રહેવાનું સ્વિકાર્યું.

ડોશી પોતાના કામમાં ઘણી જ હોંશિયાર હતી. તે જાણતી હતી કે જો પૂર્ણિમા તેના મા-બાપને પોતાના શરનામાથી પત્ર લખશે તો તેઓ એમ જાણશે કે પોતાની પુત્રી એક વેશ્યાને ત્યાં રહી છે એટલે તેનો કદીપણ સ્વીકાર નહિ કરે અને પૂર્ણિમા સદાને માટે તેની આવકનું સાધન થશે. એ વિચારે તેણે બીજે દિવસે તેના મા-બાપ ઉપર કાગળ લખાવ્યો. એ કાગળનો જવાબ ના આવ્યો એટલે ઉપરા-ઉપરી બીજા બે ત્રણ કાગળો લખાવ્યા. પૂર્ણિમાએ

પોતે જાતેજ તે કાગળો ટપાલમાં નાંખ્યા; પણ તેના માતા-પિતા તરફથી કાંઈ પણ જવાબ મળતો ન્હોતો.

આખરે એક દિવસ પૂર્ણિમા ઉપર એક કવર આવ્યું. તેણે હર્ષભર્યા હૃદયે તે કવર ખોલ્યું પરંતુ તેની સર્વ આશા-સર્વ હર્ષ કવરની અંદરનો પત્ર વાંચતાં નિરાશામાં પરિણમ્યાં તેમાં લખ્યું હતું.

પૂર્ણિમા !......

ત્હારા બધાય પત્રો હમોને મલ્યા છે. તું તને તેડાવી લેવા અમોને પત્ર લખે છે પરંતુ હવે હમો તને તેડાવીએ એ અસંભવ છે. તું કાશીમાં વીખુટી પડીને હમારા માટે દુનીયામાંથી સદાને માટે વીખુટી પડી છું; કારણ કે તું એક વેશ્યાને ત્યાં રહે છે. તે ત્હારા પત્ર પરથી સ્પષ્ટ થાય છે, એટલે હવે તને હમે કોઈપણ રીતે ઘરમાં રાખી શકીએ તેમ નથી. હમારે સમાજમાં રહેવાનું છે-હમારી પ્રતીષ્ઠા-હમારી આબરૂ-હમારી કુલીનતા જાળવવાની છે...એજ.

લી૰ ત્હારા

દુઃખી માતા-પિતા...

પૂર્ણિમાએ પોતાના માતા-પિતાનો પત્ર વાંચ્યો, તેની આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. તેનું હૃદય દવી ઉઠયું. તેના હૃદયમાંથી ઉદગાર સરવા લાગ્યા: "હાય ! હિન્દુ સમાજ !-મેં એક વેશ્યાને ત્યાં આશ્રય લીધો તેમાં માતા-પિતાએ મ્હારો જીવનભર ત્યાગ કર્યો તેમને તેમની પ્રતિષ્ઠા-તેમની કુલિનતા આડે આવી...હવે મ્હારે માટે દુનિયામાં સ્થાન ક્યાં રહ્યું ?..." તે રડી પડી. તેવામાં પેલી ડોશી પૂર્ણિમાના ખંડમાં આવી અને કહ્યું "પૂર્ણિમા! જવાબ આવ્યો ?"

"હા. માજી." કહીને પોતાના ઉપર આવેલો પત્ર વાંચ્યો; અને ડોશી આગળ તે ધ્રુસકે ધ્રુસકે રડી પડી. ડોશીએ તેના માથે હાથ ફેરવતાં કહ્યું "બ્હેન ! રડીશ નહિ. આ ત્હારૂંજ ઘર છે એમ માનીને અહિં રહેજે.

પૂર્ણિમાએ મનમાં વિચાર્યું કે હવે મ્હારે માટે આ સિવાય બીજું સ્થાન પણ ક્યાં રહ્યું છે ! તેણે ડોશીની માગણીનો સ્વિકાર કર્યો. અને સાથે સાથે ડોશી પાસેથી એક વચન માંગી લીધું કે મ્હારી ઇચ્છા વિરૂદ્ધ કોઈ પણ પુરૂષ સાથે એકાંતમાં રહીશ નહી. ડોશીએ પણ તેની માંગણી સ્વિકારી. અને તેથી જ પૂર્ણિમા અત્રાપી પર્યંત પવિત્ર જીવન વીતાવી શકી હતી.

પૂર્ણિમાએ એક વર્ષમાં તો નૃત્ય અને સંગિત કલાનો સુંદર અભ્યાસ કરી લીધો. અને આજે પૂર્ણિમા કાશીની એક વિખ્યાત ગાયીકા અને નૃતિકા બની હતી.

(૩)

હિમાંશુ કાશી—વિશ્વવિદ્યાલયમાં બી. એ. નો અભ્યાસ કરતો હતો. પોતાના મિત્રોની સોબતે ચઢતા તે વેસ્યાઓ અને નૃતિકાઓના દ્વારે રઝળવા લાગ્યો હતો. એક દિવસ તે પૂર્ણમાને ત્યાં આવ્યો. તેણે તેનું સંગીત સાંભળ્યું–નૃત્ય નિહાળ્યું. અને તેના તરફ આકર્ષાયો. પૂર્ણિમાના સૌન્દર્યે તે લુબ્ધ બન્યો–તેના દેહ–લાલીત્યે તે દીવાનો બન્યો. અને કોણ જાણે શાથી પૂર્ણિમા પણ તેના તરફ આકર્ષાઈ. તે હિમાંશુને જ જોવા લાગી. બન્ને એક એકને ચ્હાવા લાગ્યા. તેઓ એકાંતમાં મળતાં—વાતો કરતાં પરંતુ પુર્ણિમા એકાંતમાં પોતાની પવીત્રતા જાળવવા નીરંતર પ્રયત્ન કરતી. પૂર્ણિમાએ ઘણી જ નીપુણતાથી પોતાની શીયળ–રક્ષા એક વર્ષ સુધી કરી. હવે હિમાંશુનું ધૈર્ય ખુટ્યું હતું અને તેથી જ તેણે પૂર્ણિમાને પોતાના હૃદયની શંકાનો નીર્દેશ કર્યો હતો.

× × × ×

હિમાંશુ બી. એ. માં પ્રથમ નંબરે પાસ થઈ ગયો. તેના પાસ થયાની વાત આખા ગામમાં પ્રસરી ગઈ. હિમાંશુનાં સગાંવ્હાલાં તેમજ તેનાં મીત્રોએ તેને અભીનંદન આપ્યા. તેના પિતાએ પોતાનો

પુત્ર પાસ થયો તેની ખુશાલીમાં એક જલસો ગોઠવ્યો અને રવી-વારનો દીવસ તેને માટે નક્કી કરવામાં આવ્યો.

રવીવારનો દીવસ આવી પહોંચ્યો. જલસા માટે ભારે તૈયારીઓ કરવામાં આવી હતી. આ જલસામાં નાચ-ગાન માટે કાશીથી એક સુંદર વિખ્યાત ગાયીકાને પણ બોલાવવામાં આવી હતી. મોટા મોટા અમલદારો તેમજ સંભાવિત ગૃહસ્થોને પણ આમંત્રણો આપ્યા હતા.

અને રવિવારનો આખોય દીવસ આનંદમાં વ્યતિત થયો. હિમાં-શુને ત્યાં આવેલા સૌ મ્હેમાનો રવાના થઈ ગયા. પરંતુ શૈલેષનાથ હિમાંશુને ત્યાં રહ્યા.

હિમાંશુનો વિવાહ પ્રથમ શૈલેષનાથને ત્યાં કરવામાં આવ્યો હતો; પરંતુ તે કન્યા લગ્ન પ્હેલાં મૃત્યુ પામવાથી શૈલેષનાથ પોતાની બીજી પુત્રીના વેવીશાળ હિમાંશુ સાથે કરી પોતાનો સંબંધ ફરી બાંધવા આરૂ રોકાયા હતા.

હિમાંશુના પિતા અને શૈલેષનાથ બન્ને જણા મળ્યા, અને લગ્ન સંબંધી વાર્તાલાપમાં ગુંથાયા. બરાબર આજ સમયે હિમાંશુએ ત્યાં પ્રવેશ કર્યો. તેણે પોતાના લગ્ન વિષેની વાત સાંભળતાં જ પોતાના પિતાને કહ્યું "પિતાજી! લગ્ન કરવા મ્હારો વિચાર નથી-"

"કેમ?" તેના પિતાએ પૂછ્યું.

"એક સ્ત્રી હોવા છતાં બીજી સાથે લગ્ન કરવાં તે અન્યાય છે."

"પણ ત્હારી પ્રથમની સ્ત્રી તો મરણ પામી છે."

"તે વાત બરાબર છે. પણ મેં તો બીજાં લગ્ન કરી લીધાં છે."

"કોની સાથે?" તેના પિતાએ ફરી પ્રશ્ન કર્યો.

"એ વાત તમે સાંભળશો તો તમને દુઃખ થશે પિતાજી."

"તોય પણ?—"

"કાશીમાં એક પતિતાનું જીવન વીતાવતી વેશ્યા સ્ત્રી સાથે-"

"શું કહ્યું એક વેશ્યા સાથે ?—" તેના પિતા અને શૈલેષનાથના મૂખમાંથી એકાએક ઉદ્‌ગાર સરી પડયા.

"હા. પિતાજી ! એ સાંભળીને ચમકવાની કે ગભરાવાની કાંઈ જરૂર નથી. જે વેશ્યા સાથે મેં લગ્ન કર્યાં છે તે વેશ્યા બીજી કોઈ નથી પરંતુ ગઈ કાલના જલસામાં જેણે નૃત્ય કર્યું હતું તેજ છે. હું એ વાત સારી રીતે જાણું છું કે હવે મ્હારે માટે તમારા ઘરમાં બીલકુલ સ્થાન નથી, અને એટલા માટે જ હું તમારી વિદાય લેવા આવ્યો છું કૃપા કરીને મને આશીર્વાદ આપો કે વડીલોના કરેલા પાપનું પ્રાયશ્ચિત કરીએ."

અને એટલું કહીને તેણે ખંડના બારણાં આગળ ઉભેલી પૂર્ણિમાને સંબોધીને કહ્યું "પૂર્ણિમા ! અહિં આવ. મુરબ્બીના આશિર્વાદ માંગ."

પૂર્ણિમા અંદર આવી. તેની તરફ શૈલેષનાથ અને હિમાંશુના પિતા એકી ટશે જોવા લાગ્યા. પૂર્ણિમાને જોતાં જ શૈલેષનાથ વિસ્મય પામ્યા. તે કાંઈક બોલવા જતા હતા ત્યાં તો પૂર્ણિમા એકદમ તેમના પગ આગળ બેસી ગઈ અને એક નાના બાળકની માફક ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગી શૈલેષનાથે તરત જ તેના કપાળ તરફ જોયું. આંખોની બે ભમ્મર વચ્ચે એક કાળો તલ જોયો. તેમને ખાત્રી થઈ ચુકી હતી કે તે પોતાની પુત્રી પૂર્ણિમા જ હતી. પોતાની પુત્રીને જોતાં જ તે એકદમ રડી પડયા.

અને આમ વિખુટા પડેલાં પિતા–પુત્રીએ રડીરડીને પોતાનું દર્દ ઓછું કર્યું. તે જ્યારે સ્વસ્થ બન્યા ત્યારે હિમાંશુએ સર્વ હકીકત કહી.

શૈલેષનાથ બોલી ઉઠયા "મેંજ પાપીએ અમારી પ્રતિષ્ઠા સાચવવા પૂર્ણિમાના મૃત્યુની અસત્ય વાત જાહેર કરી હતી. પરંતુ પ્રભુએ તેની રક્ષા કરી છે, અને તેની પવિત્રતાની સાબીતી હિમાંશુ પોતેજ આપે છે. મારા આ પાપનું પ્રાયશ્ચિત હું શી રીતે કરીશ ?—મ્હારી જ

નજર સમક્ષ મેં આ વૃદ્ધ વયે મ્હારી પોતાની જ પુત્રીને નાચ–ગાન કરતી નિહાળી ! "

" ખરેખર ! વેશ્યા-જગતમાં તો આવા કેટલાંએ રહસ્ય છુપાયાં હશે–" વચ્ચે જ હિમાંશુના પિતા બોલી ઉઠયા અને પછી કહ્યું: " શૈલેષનાથ ! ન ગભરાશો–શાંત થાવ. હું તમારી પુત્રી પૂર્ણિમાને મ્હારી પુત્રવધુ તરીકે સ્વિકારવા તૈયાર છું. સમાજને ભલે જે કરવું હોય તે કરે. તે તો કોઇને ક્ષમા કરવામાં સમજ્યો જ નથી પરંતુ દંડ દેવામાં જ સમજે છે. પણ તેની હું લેશ પણ પરવા કરતો નથી..."

પછી બન્ને જણે પૂર્ણિમાને તથા હિમાંશુને પોતાના આશિર્વાદ આપ્યા.

અને તરત જ આશિર્વાદ મેળવીને પૂર્ણિમા તથા હિમાંશુ પ્રફુલ્લિત હૃદયે ખંડમાંથી બ્હાર નીકળ્યા.

હવે એક વખતની પતિતા પૂર્ણિમા આજે હિમાંશુ સાથે આનંદમય જીવન વ્યતીત કરી રહી છે.

# જલિની

રાત્રીનો સમય હતો. એક યુવતિ અત્યારે પોતાના શયન-ખંડની બારીએ ઉભી રહી હતી. તેણે એક હાથ બારીને ટેકવ્યો હતો જ્યારે બીજો હાથ ગાલે અડાડયો હતો; અને વિચારોના તરંગે ઝૂલી રહી હતી. તેવામાં એકાએક તેના ખંડનું બારણું ખખડયું. કલ્પના તરંગે ઝૂલતી તે યુવતિ એકાએક

ઝબકી. તે તરત જ બારણા તરફ દોડી અને બારણું ઉઘાડ્યું. એક પુરૂષે અંદર પ્રવેશ કર્યો. તેના મૂખ ઉપર વિષાદની છાયા હતી. તે ખંડમાં આવતાની સાથે જ સામેની બારીએ ગયો અને બ્હારની બાજુનું દ્રશ્ય જોવામાં તલ્લીન બન્યો.

પુરૂષને બારી આગળ ઉભેલો જોઇને એકદમ પેલી યુવતિ તેની પાસે ગઈ અને તેના ખભે હાથ મૂકતાં કહ્યું "નાથ! આજે કેમ આમ ઉદાસ છો?"

"કાંઈ નહિ. મંજુલા! મને હવે એક જ ચિંતા ખૂબ સતાવી રહી છે."

"શું નાથ!—"

"જલિનીની—"

"અને એ ચિંતામાં તો હું પણ આજે ગરકાવ થઈ ગઈ હતી."

"મંજુલા! હવે આપણાથી વધુ સમય ચૂપ બેસી રહેવાય તેમ નથી. યુવાન વયની છોકરી ક્યાં સુધી આપણે ઘેર રાખવી? આપણે હવે તેને માટે કાંઈક કરવું તો પડશે ને?—"

"પણ તેને માટે કઈ જાતનો વિચાર કરીશું. નાથ! જ્ઞાતિમાં વરની અછત હોઈ આપણી જલિની માટે વર મળવો મુશ્કેલ છે."

"એજ ચિંતા મને પણ વધુ મુંઝવે છે. વળી વર–વિક્રયની પ્રણાલિકાએ મ્હારી ચિંતા એથી પણ વધી છે. કારણ કે એ માટે આપણી પાસે ઓછામાંઓછા ત્રણ હજાર રૂપીઆ તો જોઈએ જ."

"આપણે એટલા બધા રૂપીઆ ક્યાંથી લાવીને આપીશું?—" મંજુલાએ ગંભીર બનીને ધીરા સ્વરે કહ્યું.

અને મંજુલાના આ પ્રશ્ને તેના પતિના હૃદયમાં એક અગમ્ય ઝણઝણાટ ઉદ્દભવ્યો, પણ તે ઝણઝણાટ સમાવતાં તે બોલ્યો "કાંઈ નહિ મંજુલા! જલિની માટે હું મ્હારૂં સર્વસ્વ કુરબાન કરીશ–

આપણી પાસે જે કાંઈ છે તે વેચીને પણ હું તેના લગ્ન કરીશ–અરે! છેવટે આ મકાન કાઢી નાંખીને પણ જરૂર હું જલિનીને પરણાવીશ—"

મંજુલા પતિની સઘળી વાત એક ચિત્તે સાંભળી જ રહી હતી.

જ્યારે બીજી બાજુ બરાબર આજ સમયે સૌન્દર્ય–મૂર્તિ જલિની પોતાના માતા–પિતાની આ વાતચીત બાજુના ખંડમાંથી સાંભળી સાંભળી રહી હતી. પોતાના લગ્ન માટે ઘરબાર સુદ્ધાંત વેચવા તૈયાર થએલા પિતાના શબ્દો તેના કાન ઉપર પડયા. તેનું હૃદય રડી ઉઠયું. "હા! પ્રભુ! હિંદુ સ્ત્રી ખરેખર! કમભાગ્ય છે! હા! મ્હારા માટે મ્હારા નિર્દોષ માતા–પિતાની કેવી કફોડી પરિસ્થીતી છે?–તેમની કેવી કપરી મનોદશા છે?-તેમને મ્હારા લીધે કેટલી બધી ચિંતા ઉભી થઈ છે? તેઓ ઘર વેચવા સુધી પણ તૈયાર થઈ ગયા છે. અને એ બધું મ્હારા લગ્ન માટે જ ને?–નહિ. હું આવું લગ્ન કરવા નથી ઇચ્છતી. મ્હારે લગ્ન કરી તેમના સુખી–જીવનને ઉજડ નથી બનાવવું–તેમનો એક માત્ર સહારો–તેમનું એક માત્ર આશ્રય–સ્થાન મ્હારે નથી વેચવા દેવું......" વિચારતાં વિચારતાં જલિનીની આંખમાંથી આંસૂ વ્હેવા લાગ્યા. પથારી ઉપર બિછાવેલી ચાદર તેના આંસૂ–બિન્દુએ ભીંજાવા લાગી. રડી રડીને થાકી જઈ આખરે જલિની નિદ્રાદેવીને ખોળે પોઢી.

× × × ×

બપોરનો સમય હતો. જલિનીના પિતા જમી પરવારીને પોતાના ખંડમાં પથારીમાં આડા પડયા હતા. ત્યાં ધીમા પગલે જલિનીએ પ્રવેશ કર્યો. પોતાના પિતાના ખંડમાં જતાં પણ તેના પગ આજે ધ્રૂજતા હતા. છતાં આખરે ધૈર્ય ધરીને તે પિતાની પથારી આગળ પ્હોંચી. તેના પિતા અર્ધ નિદ્રામાં હતા. તેણે પિતાને જગાડવાનો પ્રયત્ન કર્યો "પિતાજી!—"

"કેમ બ્હેન !–" તેના પિતાએ પૂછ્યું.

પરંતુ જલિનીએ પોતાના પિતાના પ્રશ્નનો કાંઈ જવાબ ના આપ્યો. એટલે તેના પિતા પથારીમાં બેઠા થયા; અને જલિનીના સામું જોયું, તો જલિનીની આંખમાંથી આંસુનો અસ્ખલીત પ્રવાહ વહી રહ્યો હતો. એક પછી એક બિન્દુ તેના ગાલ પર થઇને નીચે જમીન ઉપર સરતા હતા. જલિનીને આમ આજે એકાએક રડતી જોઇને તેના પિતા તો વિચારમાં જ પડી ગયા. તે એકદમ બોલી ઉઠ્યા, "જલિની–બ્હેન !–શા માટે રડે છે ?–શું કાંઈ તને દુઃખ છે ?"

"પિતાજી !......" ગળગળા બની ગએલા પિતાજીના શબ્દોનો ફક્ત ટૂંકો જ જવાબ જલિનીએ વાળ્યો.

"કેમ નથી બોલતી જલિની ! મને કેમ તું કાંઈ કહેતી નથી. ના રડ. બ્હેન ! ત્હારા હૃદયમાં જે કાંઈ હોય તે તું ખુશીથી જણાવ."

આખરે પિતાના ઉપરાઉપરી દર્દભર્યાં પ્રશ્નોને લઇને જલિનીએ ધીરા અવાજે કહ્યું "પિતાજી ! મ્હારી એક વાત તમે માન્ય રાખશો ?"

"શું બ્હેન ?"

"મ્હારા માટેની તમે એક ચિંતાનો ત્યાગ કરો."

"શું ?"

"મ્હારા લગ્નનો વિચાર તમે માંડી વાળો. લગ્ન કરવાની મ્હારે ઇચ્છા જ નથી. પિતાજી !......"

જલિનીના આ શબ્દો સાંભળતાં જ તેના પિતાના હૃદય પર જાણે વીજળી તૂટી પડી હોય તેમ એકાએક વજ્રાઘાત થયો. તે પોતાની પુત્રી જલિનીના સામું જોઇ જ રહ્યા. તેમના હૃદયમાં વિચારોનું મંથન શરૂ થયું, "આ શું ?–જલિની પાગલ તો નથી બનીને ?–તે દિવાની તો બની ગઈ નહિ હોયને ?–આજે તેના હૃદયમાં આવો વિચાર એકાએક ક્યાંથી જાગ્યો હશે ?......"

પછી તેમણે જલિનીના સામું જોયું અને કહ્યું "જલિની! તું આ શું બોલે છે? મને તો ત્હારૂં મગજ આજે અસ્થિર લાગે છે."

"નહિ. પિતાજી! હું સંપૂર્ણ સારી હાલતમાં છું. બરાબર સ્વસ્થ છું. હું સાચું જ કહું છું કે લગ્ન કરવાની મ્હારી સહેજ પણ ઈચ્છા નથી–હું પરણવા માંગતી જ નથી."

"કારણ?"

"કારણ!–કાંઈ જ નહિ. પિતાજી! લગ્ન નહિ કરવાનું કારણ મ્હારી પાસે કાંઈ જ નથી. હા! મ્હારા લગ્નથી તમને કેટલી ચિંતા છે તે હું સારી રીતે જાણું છું–મ્હને પરણાવવા માટે તમારી સામે શું શું આફતો ખડી છે તે હું ઘણી જ સારી રીતે સમજુ છું. અને તેથી જ પિતાજી! તમે મ્હારા લગ્નની ચિંતા છોડી દો–મ્હને પરણાવવાની વાત આવી મૂકી દો......"

"પણ જલિની! ત્હારા કહ્યા પ્રમાણે વર્તવામાં હમારી શું સ્થિતિ થાય તેની ખબર તને ક્યાંથી હોય? સમાજમાં હમારે રહેવું છે–પ્રતિષ્ઠા સામે નજર રાખવાની છે. વળી તું હવે યુવાન વયની અને યોગ્ય ઉંમરે પ્હોંચી છું. એટલે હમારે તો હવે માથા ઉપરનો ભાર કોઈ પણ ભોગે ઓછો કરે જ છૂટકો—"

"નહિ. પણ પિતાજી હું લગ્ન કરવાની જ નથીને. હું તો જીવનભર કુમારી જ રહેવા ચ્હાઉં છું."

"પણ જલિની, તેમ રહેવામાં પછી આપણા માટે લોકો તરફની ચર્ચાની સીમા જ ન રહે–દુનિયાના બોલ અને મ્હેણાં હમારા માટે ભયંકર થઈ પડે. એવી અસહ્ય સ્થિતિ શા માટે ઉપસ્થિત કરવી?"

"તો પછી સામા પક્ષને ત્રણ ત્રણ અને પાંચ પાંચ હજાર રૂપીઆ આપીને લગ્ન કરવા એમ?–ના. એવા લગ્ન મ્હારે નથી કરવા. તમારા ઘર–બાર વેચીને મ્હારે મ્હારા આ જીવનને સુખી નથી બનાવવું."

અને એમ બોલતી બોલતી જલિની તેના પિતાના ખંડની બ્હાર ચાલી ગઈ. તેના પિતા વિચારમાં ગરકાવ થઈ ગયા. "હા ! કેવી કમનશીબી ! પુત્રી કહે છે કે મ્હારે લગ્ન નથી કરવું. પરંતુ એને બીચારીને ક્યાંથી ખબર હોય કે તેના લગ્ન હું ના કરૂં તો સમાજ હમારો પીછો છોડે તેવો ક્યાં છે ? હમારે કયે મોંઢે તેમના સામે ફરવું ?–દુનિયા અમારી વાતો ઉડાવવામાં શું બાકી રાખે તેમ છે ? યુવાન છોકરીને સાચવવી અને સાપનો ભારો સાચવવો બન્ને બરાબર છે...અને ત્યાં તો મંજુલાએ ખંડમાં પ્રવેશ કર્યો. તેના કાને પોતાના પતિદેવના છેલ્લા શબ્દો પડ્યા. તે તરત જ તેમની પાસે ગઈ, " કેમ નાથ ? વળી પાછા શું ચિંતામાં પડ્યા ?"

" મંજુલા ! જલિની પરણવાની ના પાડે છે. "

" શા માટે ? "

" હું ધારૂં છું ત્યાં સુધી તેણે ગઈ કાલ રાતની આપણી વાત જરૂર સાંભળી હોવી જોઇએ. "

" તો પણ શું થયું. નાથ ! તે તો કહે પણ આપણે કાંઈ તેને પરણાવ્યા વિના ચાલે ? તે તો હજુ ગમે તેટલું તો બાળક જ ને. માટે તમે જરૂર હવે તેના માટે યોગ્ય વરની શોધ કરો. "

" હું આવતી કાલે જ તે કામ માટે જનાર છું. "

× × × ×

" સુંદરલાલ છે ? " બ્હારથી કોઇએ નોકરને પૂછ્યું.

" હા. છે. " કહીને નોકર આવનાર વ્યક્તિને અંદરની બાજુએ લઈ ગયો.

" કોણ નવનિતરાય ?–આવો. " કહીને સુંદરલાલે તેમને યોગ્ય આવકાર આપ્યો. પછી કહ્યું " નવનિતરાય ! કેમ આજે કાંઈક એકાએક પગલાં ? "

" હું આપને ત્યાં એક અગત્યના કામે આવ્યો છું. "

" શું ? " સુંદરલાલે પ્રશ્ન કર્યો.

કાંઈક સ્વસ્થ બનતાં નવનિતરાયે કહ્યું "સુંદરલાલ! મ્હારી પુત્રી જલિનીના લગ્ન તમારા પુત્ર ઉષાકાન્ત સાથે કરવા મ્હારો વિચાર છે. અને તે વિષે હું આપના વિચાર જાણવા આવ્યો છું.

જલિની વિષેના લગ્નની વાત સાંભળતાં જ સુંદરલાલના નાકનું ટેરવું કાંઈક ઉંચું ચઢ્યું. અત્યાર સુધી છૂપાઈ રહેલું તેમનું અભિમાન બ્હાર તરવરવા લાગ્યું, અને ગર્વભર્યા શબ્દોમાં તેમણે નવનિતલાલને જણાવ્યું, "નવનિતલાલ! તમારી પુત્રી સાથે ઉષાકાન્તના લગ્ન શી રીતે સંભવશે? કારણ કે તેટલા પૈસા તમો હમોને આપી શકશો નહિ."

"કેમ?" દર્દભર્યા ધીમા અવાજે જલિનીના પિતાએ કહ્યું.

"લગ્નની બાબતમાં તો એમ છે કે હમણાં જ જ્ઞાતિની એક કન્યાના પિતા તરફથી ઉષાકાન્તના લગ્ન માટે માંગણી આવી હતી અને રૂપીઆ પાંચ હજાર ઉપરથી આપવાના જણાવ્યું હતું પરંતુ હમારો વિચાર તેટલામાં ન્હોતો. છતાં પણ તમે ને હું તો બાલ્યકાળના ગોઠીયા એટલે તેમાં તમને કાંઈ કહી શકતો નથી." સુંદરલાલે પોતાના એ ગર્વભર્યા શબ્દોમાં ઉપકારનો ભાવ પ્રદર્શીત કર્યો.

"પણ સુંદરલાલ! તમે સારી રીતે જાણો છો કે હું હમણાં હમણાં ઘણી જ ખરાબ સ્થિતિમાં આવી પડ્યો છું. વળી પુત્રી મોટી ઉંમરની થઈ હોવાથી હમારે માથે ઘણી જ ચિંતા રહ્યા કરે છે. તમે મ્હારી વાતનો સ્વિકાર કરો. હું તમને ત્રણ હજાર રૂપીઆ આપીશ." નમ્રતાભર્યા ભાવે જલિનીના પિતાએ કહ્યું.

"ના. શેઠ. તે મ્હારાથી બની શકે તેમ નથી. ઓછામાં ઓછા ચાર હજાર રૂપીઆ આપો તો જ તે બનશે." સુંદરલાલે પોતાની હઠભરી મનોવૃત્તિ પ્રદર્શીત કરી.

"હશે. હું સાડાત્રણ હજાર આપીશ. હવે તમે વધુ આગ્રહ ન પકડી રાખશો—"

આખરે જલિનીના પિતાની અંતિમ ઈચ્છાને કબુલ રાખી સુંદરલાલે તેમને જણાવ્યું. "હં. પણ નવનિતલાલ! મ્હારો પુત્ર બી. એ. થએલ છે. તેથી તેની ઈચ્છા વિરૂદ્ધ મ્હારાથી જઈ શકાશે નહિ. અને તે એ કે તેની એવી પ્રતિજ્ઞા છે કે પતિની પસંદગી તે જાતે જ કરશે. તેથી તમારી પુત્રી જલિનીને જોવા તે જાતે આવતી કાલે બપોરના તમારે ત્યાં આવશે.

"સારૂ. ભલે. તે ખુશીથી આવે. તેમાં મને જરાએ વાંધો નથી."

અને આમ જલિનીના લગ્નનું નક્કી કરી નવનિતલાલે ઘર તરફ ચાલવા માંડયું. રસ્તામાં ચાલતા ચાલતા તે વિચાર કરી રહ્યા હતા કે સાડા ત્રણ હજાર રૂપીઆ હું શી રીતે પુરા કરીશ? ઘરની કિંમત માંડ માંડ ત્રણ હજાર રૂપીઆ ઉપજશે. હશે, થઈ પડશે. કોઈના ખાતે લાવીને પણ જલિનીને પરણાવીશ."

અને આવી રીતે વિચાર કરતો કરતો જલિનીનો પિતા ઘેર આવ્યો. મંજુલા બ્હાર ઓટલા ઉપરજ ઉભી હતી. પતિના મૂખ ઉપર હર્ષ–શોકની સંમિશ્રિત છાયા મંજુલાએ જોઈ. પછી બન્ને પતિ–પત્નિ અંદર ગયા. અને નવનિતરાયે સર્વ વાત મંજુલાને જણાવી. અને તેજ સમયે બાજુના ખંડમાં બેઠેલી જલિનીના કાન ઉપર 'સાડા ત્રણ હજારે નક્કી કર્યું" તે શબ્દો પડયા. તે બોલી ઉઠી "હા! મ્હારા એક લગન પાછળ સાડાત્રણ હજાર રૂપીઆ!..." તેની આંખોમાંથી અસ્ખલિત આંસૂનો પ્રવાહ વહેવા લાગ્યો. તે અશ્રુ-પ્રવાહ તેના સાલ્લાને ભીંજવવા લાગ્યો.

"બ્હેન! જલિની! આજે જરા સારાં લુગડાં પ્હેરજે હોં. ઉષાકાંત બપોરના આવવાના છે." મંજુલાએ જલિનીને ઉષાકાંતના આગમનનું પ્રથમથી સૂચન કર્યું.

"સારૂં." કહીને જલિની પોતાના ખંડમાં ચાલી ગઈ. તેણે પોતાની પસંદગી કરવા આવનાર ઉષાકાંત માટે શ્રંગાર સજવા

માંડ્યો. સામે પડેલો ટ્રંક ઉઘાડ્યો અને અંદર એક લાલ રંગની એક સુંદર સાડી, આછો વાદળી રંગનો કબ્જો બ્હાર કાઢ્યાં. તે પછી સામેના કબાટમાંથી લીલા રંગનો ચણીયો કાઢ્યો. તેણે ધીરે ધીરે સૌન્દર્ય–શણગાર સજવા માંડયા. પછી વાળને સુંદર રીતે ઓળી પીનો લગાવવા માંડી. તે સામેના આયનામાં જોતી અને તેના મૂખ ઉપર હાસ્યની એક ઝલક છવાતી હતી. તે આજે પોતાના દેહને વધુને વધુ સુંદર—આકર્ષક અને કાંતિમય બનાવવા ઇચ્છતી હતી. તેણે પોતાની પાસે પડેલા પાવડરના ડબ્બાને ઉઘાડયો. તેમાંના ફૂલ વડે થોડો પાવડર પોતાના મૂખ ઉપર છાંટયો. અને પછી કપાળે કુંમ કુંમ ચાંલ્લો કર્યો. કુંમ કુંમ તિલકે તેના સૌન્દર્યમાં ઓર વધારો કર્યો. તેણે એકવાર ફરીને આયનામાં જોયું અને મનમાંજ બોલી ઉઠી "હાસ ! હવે હું કેટલીબધી સુંદર દેખાઉ છું ?–તે મ્હારી પસંદગી કરવા આવવાના છે--આવવા દો......" કહેતી કહેતી તે ત્યાંથી ઉભી થઈ. અને ખંડની દરેક વસ્તુઓ તેણે વ્યવસ્થિત ગોઠવી દીધી. પછી એક સુંદર કુદરતી સૌન્દર્યના ચિત્રવાળી સાદડી પાથરી દીધી. તેના ઉપર ગાદી બીછાવી પોતાની પસંદગી કરવા આવનારની તે પ્રતિક્ષા કરવા લાગી.

થોડીકવાર થઈ અને ઉષાકાન્ત પોતાના બે મિત્રો સાથે જલિનીના ઘેર આવી પ્હોંચ્યો. નવનિતલાલે આવેલ ઉષાકાન્તને આવકાર આપ્યો. અને પ્રથમ તો બધા બ્હારના ખંડમાં બેઠા. પછી થોડીકવારે ઉષાકાન્તને ઉઠવા નવનિતલાલે જણાવ્યું. તેમના બતાવ્યા પ્રમાણે ઉષાકાન્ત જલિનીવાળા ખંડ તરફ જવા લાગ્યો. તેણે બંધ બારણાને પોતાના હાથ વડે સહજ ધકેલ્યું અને બારણાને સહજ ધક્કો વાગતાં તે એકદમ ઉઘડી ગયું. ઉષાકાન્તની નજર સામે બેઠેલ જલિની ઉપર પડી. તેણે ધીરે પગલે અંદર પ્રવેશ કર્યો, અને જલિની બેઠી હતી તે તરફ ગયો. જલિનીએ તેને આવકાર આપ્યો, અને ધીરા અવાજે ગાદી પર બેસવા જણાવ્યું.

ઉષાકાન્ત તરત જ સામે બીછાવેલી ગાદી ઉપર બેઠો. પછી તેણે કહ્યું, "જલિની ! આમ શરમાય છે કેમ ?—આમ લાજ શા માટે કાઢી રાખી છે ?"

"એ તો સહજ અમસ્તી. લો, દૂર કરૂં ?" એમ કહીને જલિનીએ પોતાના મોંઢા ઉપરથી સાડી દૂર કરી. જેમ ચંદ્ર ઉપરથી ઘનઘોર વાદળ દૂર થતાં ચંદ્ર ચમકી ઉઠે તેમ જલિનીનું ચંદ્રસમું સુંદર મૂખ ચમકી ઉઠયું.

જલિનીની કમનીય કાંતિ જોતાં જ—તેના લાવણ્યભર્યાં અંગો નિરખતાં જ—તેના સૌન્દર્યમય મૂખ ઉપર દ્રષ્ટિ પડતાં જ પત્નિની પસંદગી કરવા આવેલ ઉષાકાન્ત એકાએક સ્તબ્ધ બની ગયો. તે એકી ટશે જલિનીના માર્દવભર્યા દેહ તરફ જોઈ જ રહ્યો.

જલિની ઉષાકાન્તનું હૃદય-મંથન સમજી ચૂકી હતી. તે તેના દીલના ભાવો પીછાની શકી હતી. અને તે એ જાણી ચૂકી હતી કે ઉષાકાન્તે તેને જોતાં જ પોતાની પત્નિ તરીકે પસંદ કરી હતી.

અને થોડીક ક્ષણ ત્યાં શાંતિનું સામ્રાજ્ય ફેલાયું. એકાએક ઉષાકાન્ત ઉભો થયો અને જલિની તરફ જોઇને કહ્યું "જલિની ! હું જાઉં છું."

"કેમ એકદમ. તમે તો પસંદગી કરવા આવ્યા હતાને ?" એક સ્મિત કરતાં જલિનીએ ઉષાકાન્તને પ્રશ્ન કર્યો.

"મેં ત્હારી પસંદગી કરી લીધી જલિની." ઉષાકાન્તે જવાબ આપ્યો.

"એમ ! તો હું તમને પસંદ પડી કે નહિ ?"

"શા માટે તું મને પસંદ ના પડે જલિની !" અને એટલું કહી તે બારણા તરફ જવા લાગ્યો.

અને ઉષાકાન્ત છેક બારણા નજીક પ્હોંચ્યો ત્યાં જલિનીએ

એકાએક કહ્યું "સાંભળો છો ?–જરા ઉભા રહો હું એક બાબત તમને જણાવવી તો ભૂલી જ ગઈ—"

"કેમ શું ભૂલી ગઈ?" કહેતો ઉપાકાન્ત પાછો ફર્યો.

"હું તો તમને એ કહેતી હતી કે તમે મ્હારી તો પસંદગી કરી પરંતુ મ્હારે તમારી પસંદગી કરવાની તો બાકી જ રહી ગઈ!"

"કેમ. મ્હારી શું પસંદગી કરવાની છે જલિની?—" ઉપાકાન્તે આશ્ચર્યસહ પૂછ્યું.

"કેમ વળી તમને હમારી પસંદગી કરવાનો હક્ક છે તો હમારે તમારી પસંદગી ના કરવી?–મ્હારી પસંદગીમાં તમે મ્હારા પતિ તરીકે બનવા સાવ નિષ્ફળ છો તમે ભલે મને પસંદ કરી પરંતુ હું તમને બીલ્કુલ પસંદ કરતી નથી. શું તમે એમ સમજો છો કે તમે હમારી પસંદગી એક પત્નિ તરીકે કરો છો?–ના, ના, તમે પત્નિની પસંદગી કરતા નથી, પરંતુ તેના સૌન્દર્યની–તેના લાવણ્યની–તેની દેહ–કાન્તિની પસંદગી કરો છો–શું તમે પુરૂષ જાત હમો સ્ત્રીઓને એક બાજારૂ વેશ્યાઓ સમજીને પસંદગી કરવા ધારો છો?–તમોને એ પ્રમાણે કરવાનો હક્ક શું છે? અને જો તે હક્ક તમોને હોય તો તમારા જેટલોજ હકક હમો સ્ત્રીઓને પણ છે જ. તમો હમારી પસંદગી કરવા નીકળો છો ત્યારે હમો તમારી પસંદગી શા માટે ના કરીએ?–તમો હમોને સહજ સ્યામ–કદ્રુપી કે ખોડવાળી જોતાં ધીકકારો–તિરસ્કારો તો હમો શા માટે તમોને ના ધીક્કારીએ?–જેટલો અધિકાર તમોને છે તેટલો જ અધિકાર અને હક્ક હમો સ્ત્રીઓને પણ છે. સમજ્યા ઉપાકાન્ત!........"

"એટલે શું જલિની! તેં મ્હારૂં આવું અપમાન કરવા માટે અહિં ત્હારે ત્યાં બોલાવ્યો હતો?–શું ત્હારા જેવી સ્વચ્છંદી યુવતી સાથે ત્હારા પીતાએ મ્હારા લગ્ન ગોઠવવાનું જણાવ્યું હતું?—"

"શું કીધું, ઉપાકાન્ત તમારૂં અપમાન થયું?–તમે સ્ત્રી-જાતિનું

કેટલું ભયંકર અપમાન કર્યું છે તેનો ખ્યાલ સ્હેજ પણ કર્યો છે? તમો પુરૂષ જાતિને–વાસનાના કીડાઓને સ્ત્રી જાતિની શું પડી હોય? એ સૌન્દર્યના તરસ્યાઓ તો ઇચ્છે છે મોજ–શોખ અને વિલાસ. તેમને તો ગુલામડીઓ જોઇએ છે–તેમને તો તેમની કામ–વાસના સંતોષે તેવી પુતળીઓ જોઇએ છીએ. અને હું તમારી નજરે હવે સ્વચ્છંદી દેખાઈ. નહિ! ઉષાકાન્ત! થોડાક જ સમય ઉપર જેની પસંદગી કરી હતી તે હવે તમારી નજર સમક્ષ સ્વચ્છંદી જણાઈ? કેમ ના દેખાઉં? કારણ કે તમારા જેવા સૌન્દર્યના તરસ્યાને મેં પસંદ ના કર્યા...."

જલિની અત્યારે એકદમ પાગલ જેવી બની ગઈ હતી. તેના હૃદયમાં પુરૂષ જાતિ સામે ભયંકર તોફાન ઉઠયું હતું. અત્યારે તે ઉષાકાન્તને એક પછી એક શબ્દબાણથી વીંધી રહી હતી. તેના એકે એક શબ્દો બ્હાર બેઠેલા ઉષાકાન્તના મિત્રો અને જલિનીના માતા–પિતાના કાને પડી રહ્યા હતા. તરત જ જલિનીના પિતા ત્યાં આવ્યા; અને ઉષાકાન્તને સંબોધીને કહ્યું "કેમ, ઉષાકાન્ત શું થયું?"

"કાંઈ નહિ. તમારી પુત્રીને જ પૂછો. શું મ્હારૂં આવું અપમાન કરવા માટે અહિં બોલાવ્યો હતો?" અને એટલું કહેતો તે બ્હાર બેઠેલા તેના મિત્રો સાથે ચાલ્યો ગયો. તેનું હૃદય જલિનીના અપમાનથી સળગી રહ્યું હતું.

જ્યારે જલિનીને તેના પિતાએ પૂછ્યું ત્યારે તેણે જણાવ્યું કે પિતાજી! મેં તેમને જે કાંઈ કહ્યું છે તે બરાબર અને ઠીક જ કહ્યું છે. હું તો આખું જીવન કુમારી જ રહેવા માંગું છું. મને એ સત્તાશાળી અને ઘમંડી પુરૂષ જાત પ્રત્યે સખ્ત નફરત છે."

અને એટલું કહીને તે ત્યાંથી પોતાના પલંગ તરફ ગઈ. અને તેમાં જાણે પડતું મૂકતી હોય તેમ કંટાળીને પડી.

તેના માતા-પિતા તેના વિચારને ના ફેરવી શક્યા. જલિની પોતાના નિર્ણયને મક્કમ રીતે વળગી રહી.

× × × ×

અને આજે જલિનીએ એક આર્ય સ્રી આશ્રમ સ્થાપ્યો છે, અને ત્યાં સ્રીઓને પુરૂષ જાતિની ગુલામ નહિ રહેતાં તેની સમોવડી બનવાનો પ્રચાર કરી રહી છે.

આજે પણ એક વાત સંભળાઈ રહી છે કે જલિનીથી અપમાનીત બનેલો ઉષાકાન્ત ફરી કોઈવાર પત્નિની પસંદગી કરવા ગયો જ નહિ.

# ધરતીકંપ

સરિતાના પાણી ખળખળ વહી રહ્યાં હતાં. નિરંજન કિનારે ઉભો ઉભો ઉછળતાં જળતરંગો નિહાળી રહ્યો હતો. ઉંચે આકાશમાં વાદળાં છવાયાં હતાં. તેના હૃદયમાં પણ ઘનઘોર ઘટા છવાઇ હતી. તેના મુખ ઉપર વિષાદની છાયા તરવરી રહી હતી. તેણે નિરાશ વદને દૂર દૂર અંતરિક્ષમાં

જોયું. ધનઘોર આકાશ અને સરિતાનાં પાણી એકએકમાં મળી ગયેલાં જોયાં; ચારે દિશાએ અંધકાર પ્રવર્તી રહ્યો હતો. આ દૃશ્ય જોઈ નિરંજને એક ઊંડો નિસાશો નાંખ્યો. તેનું હૃદય પોકારી ઉઠયું; નિરંજન !–નિરંજન !–હવે તારે કેટલો સમય ભમવું પડશે ?–કેટલો સમય સુધી તારે આ કરૂણ જીવન વ્યતીત કરવું પડશે ?–તું લેખક છે–સંસ્કારી છે–વિદ્વાન છે; અને છતાં આજે તું બેકાર છે. ત્હારે માટે ક્યાંય નોકરી નથી. અને તેમ છતાં ત્હારૂં તો તું ચલાવીશ પણ......ત્હારા બાળકનું શું–ત્હારી પત્નીનું શું ?..."

આમ વિચાર કરતાં નિરંજનનો હાથ એકાએક પોતાના ખીસ્સામાં પડયો. એક કવર તેના હાથમાં આવ્યું. તે જોઈ તે બોલી ઉઠયો "ઓહ ! 'સુધા' માસિકના દિવાળી અંક માટેના આમંત્રણને તો હું ભૂલી જ ગયો..."

તેણે ફરીથી તે આમંત્રણ વાંચવા માંડયું. તેમાં લખ્યું હતું કે "તદ્દન નવીન અને મૌલિક વસ્તુ--સંકલનાવાળી નવલિકા મોકલજો..."

"નવીન અને મૌલિક વસ્તુ–સંકલના..." તે ફરી એકવાર બબડયો. કેવી નવલિકા મોકલવી તેને માટે વિચાર કરવા લાગ્યો. આમ તે વિચાર કરી રહ્યો હતો ત્યાં એકાએક પવનનું તોફાન શરૂ થયું. આકાશમાં ભયંકર ગર્જનાઓ થઈ રહી હતી. તેના પડઘા દૂર દૂર વાતાવરણમાં ગાજી રહ્યા હતા. સરિતાના તરંગો પવનના તોફાને ઉંચા ઉછળવા લાગ્યા. અને ત્યાં તો વરસાદની શરૂઆત થઈ. નિરંજને પોતાના મકાન તરફ ઉતાવળે પગલે ચાલવા માંડયું.

નિરંજનનું મકાન એક અંધારી ગલીના છેવાડે આવેલું હતું. તેની હાલત વિચિત્ર હતી. ભીંતો પડી ગયેલી હતી. ઈંટો અને માટી ખરી પડયાં હતાં. કેટલેક સ્થળે બારીને બારણાં પણ ન્હોતાં. તેને માટે એક જ ઓરડો હતો જ્યાં તેનો સંસાર સમાયો હતો. પરંતુ ત્યાં પણ છાપરામાંથી પાણી ટપકતું હતું. તે ઓરડાના એક છેડે

એક ભાંગ્યો તૂટ્યો ખાટલો પડેલો હતો. બીજી બાજુ એક ખુણામાં ભાગી ગયેલી હાલતમાં એક સગડી પડેલી હતી. આખાય ઓરડામાં સામાન અસ્તવ્યસ્ત પડ્યો હતો.

ઓરડામાં એક બાજુ એક ગોદડીમાં એક નાનું બાળક રડી રહ્યું હતું. તે છેલ્લા કેટલાક દિવસથી મેલેરીયાનો ભોગ બન્યું હતું. ભૂખને લઇને તેમજ તાવની પીડાને લીધે તે કૃશ બની ગયું હતું. તેની માતા જ્યોતિ તેની પાસે બેઠી હતી અને તેના માથે હાથ ફેરવી રહી હતી. જ્યોતિની આંખો આંસુથી ભીંજાઈ રહી હતી, ત્યાં એકાએક નિરંજને ઓરડામાં પ્રવેશ કર્યો. તેનાં લુગડાં વરસાદથી ભીંજાઈ ગયાં હતાં. જ્યોતિ ઘડીભર પોતાના બાળકને અને ઘડીભર પોતાના પતિ તરફ જોવા લાગી. તેનું હૃદય રડી ઉઠયું, કોઈ અગમ્ય દર્દ તેને પીડવા લાગ્યું.

ઓરડાનું વાતાવરણ શાંત અને કરૂણ હતું. નિરંજન જ્યોતિ તરફ ન જતાં એક તૂટી ગયેલી બારી તરફ ગયો; અને ત્યાં ઉભા રહી બ્હારનું દૃશ્ય નિહાળવા માંડ્યું. બ્હારની બાજુ ગલીમાં નાના નાના બાળકો કાગળના વ્હાણ બનાવી વરસાદના પાણીના વ્હેરામાં મૂકતાં હતાં, અને વ્હાણ આગળ વ્હેતાં તેઓ રાજી થતાં હતાં. આ દૃશ્ય જોઈ નિરંજન મનમાં બબડયો: "બિચારાં બાળકો કેટલાં બધાં નિર્દોષ અને અજ્ઞાન છે?–તેમને કયાં ખબર છે કે પાણીમાં વ્હેતાં મૂકેલાં તેમનાં એ વ્હાણની શું સ્થિતિ થનાર છે?–શું તે પાર ઉતરશે ખરા?..." તે સહજ અચકયો.

"અને માનવીની જીવન–નૌકાનું પણ તેમજ છે. મધ દરીયે ડુબુ ડુબુ થઈ રહેલ એ નૌકા પેલે પાર જશે કે કેમ તે એક અગમ્ય ભેદ છે. તેને માર્ગમાં અનેક જાતની મુસ્કેલીઓની સામે ટક્કર ઝીલવાની હોય છે–ભયંકર આંધીનો સામનો કરવાનો હોય છે... પ્રચંડ તોફાનની સામે ઝઝુમવાનું હોય છે..."

અને આમ નિરંજન કલ્પનાના કોઈ અગમ્ય પ્રદેશમાં વિહરી રહ્યો હતો, પોતાના સંસારી દુઃખોને ભૂલી ગયો હતો. તે અનંત તરંગિણીમાં વ્હેતો વ્હેતો સાગરમાં ગોથાં ખાઈ રહ્યો હતો. એ પ્રદેશ એવો હતો કે જ્યાં જતાં ચેતના એક એવી સ્થિતિમાં પલટાઈ જાય છે કે જેથી કરીને તેને પોતાના સિવાય બીજી કોઈ વસ્તુનું જ્ઞાન હોતું નથી.

પરંતુ જ્યોતિ માટે પોતાના પતિનું આ વર્તન અસહ્ય હતું. તે તેની આ મનોદશાથી ઘણી જ કંટાળી ગઈ હતી. ત્યાં એકાએક સહજ શાંત પડેલ તેનું બાળક રડી ઉઠયું. ભૂખથી પીડાતા તે બાળકે પોતાનું મૂખ ફાડયું. પણ...ઘરમાં દુધનું એક ટીપું સરખું પણ કયાં હતું તે તેને પાય?–ઘરમાં અનાજનો એક દાણો સરખો પણ કયાં રહ્યો હતો? ચુલો સળગાવવા એક કોલસાની કરચ પણ ન્હોતી. પોતાનું બાળક આકુળ–વ્યાકુળ બની આમ રડતાં તે ગુસ્સે ભરાઈ. પાગલ બની. તેણે પોતાના પતિ તરફ જોયું, તો તે વિચારાવસ્થામાં એકી ટશે બ્હારીની બ્હારની બાજુ જોઈ રહ્યો હતો.

થોડીવાર પછી એકાએક નિરંજન સહજ હાલ્યો. તેણે પોતાના ખીસ્સામાંથી પેન્સીલ અને કાગળ કાઢયા. અને પોતાના હૃદયમાં એકાએક જાગેલી કલ્પનાને મૂર્તિમંત સ્વરૂપ આપવા લાગ્યો. તેણે કાગળ ઉપર લખ્યું અને બોલ્યોઃ “મધદરીએ તોફાનમાં નૌકા સપડાઈ હતી...”

જ્યોતિએ નિરંજનના શબ્દો સાંભળ્યા. તેનાથી હવે વધુ સહન ના થયું. તેનું હૃદય સળગી ઉઠયું; અને તરત જ એક મોટા અવાજથી ગર્જી ઉઠી–“આગ લાગો તમારી એ નૌકામાં...”

અને જ્યોતિના શબ્દોએ નિરંજન એકદમ ચમક્યો, તેની વિચાર–ધારા તૂટી ગઈ. તેના એકેએક અંગો કંપી ઉઠયા–જાણે એ નાનકડા ઓરડામાં ધરતીકંપ થવા ના પામ્યો હોય...તેના હાથમાંથી

પેન્સીલ અને કાગળ નીચે પડી ગયા. અને તેણે જ્યોતિ તરફ જોયું તેની આંખોમાં ભયંકરતા છવાઈ હતી. તેના હૃદયનો હાંફ માતો નહતો. અત્યારે જ્યોતિ જ્વાલા સમી બની હતી. તેના હૃદયમાં ઉઠતા ભડકા તેના મૂખ ઉપરના ભાવમાં પ્રત્યક્ષ થતા હતા. જ્યોતિની આ સ્થિતિ જોઈ નિરંજન ફરી એકવાર ધ્રૂજી ઉઠયો.

થોડીવાર સુધી તો આખાય ખંડમાં નિરવ શાંતિ પ્રસરી રહી, પરંતુ ત્યાં ફરીથી ધરતી ધણધણી ઉઠી હોય તેમ ભયંકર અવાજ સંભળાયો, "મધદરીએ તોફાનમાં સપડાયેલી એ જીવનનૌકામાં આગ મૂકો ને-તમારીજ જીવન-નૌકા ડૂબી રહી છે તેનોજ ખ્યાલ કરોને...હુ હવે તમારી આ પ્રકૃતિ વધુ વખત સહન કરનાર નથી. તમારા કાગળો ને-તમારા લેખો ને હું જલાવી દઈશ..." કહેતાં કહેતાં તે અટકી પડી. તેને હાંફ વધુ ચઢતો હોય તેમ લાગ્યું. તેની આંખોમાં કોઈ જૂદા જ ભાવોનો ચમકારો દેખાવા લાગ્યો.

પોતાની પત્નિની આ સ્થિતિથી નિરંજનના મૂખ ઉપર કરૂણાની છાયા છવાઈ ગઈ. તે ચિંતાતુર બન્યો અને બબડયો "બિચારી નારી...તેને મ્હારા હૃદયમાં ઉછળતા કલ્પના સાગરની કયાંથી ખબર હોય ?—હા ! મ્હારા હૃદયમાં ઉદ્ભવેલા સર્વ ભાવો તેના ગર્જીત શબ્દોએ અદ્રશ્ય થઈ ગયા....."

નિરંજનના આ શબ્દો જ્યોતિના કાને પડયા. તેનું હૃદય સળગી ઉઠયું. તેણે પોતાના પતિના સામે જોયું અને બોલી "બિચારી નારી !...એ સિવાય તમે બીજુ કહી શકો તેમ પણ શું છો ?-શ્રમ કરવો નથી—મ્હેનત કરતાં દુઃખ થાય છે, અને જાણે મ્હારા તરફ દયા બતાવતા હો તેમ 'બિચારી નારી'...કહેવાઈ જાય છે. તમારા હૃદયની કલ્પનાઓને હું ઘણી જ સારી રીતે પીછાનું છું. હવે તમે મ્હારી પાસેથી વધુ શું આશા રાખી શકો તેમ છો ?—તમારા આ જીવનના પાપે તો મેં મ્હારૂં સર્વસ્વ ગુમાવ્યું--મ્હારા લોહીનું પાણી

કર્યું...હા ! જરા ઘરમાં તો નજર કરો-કલ્પનાના પ્રદેશે ઉડયા કરતા તમે તમારા પોતાના જ રહેઠાણ તરફ એક દ્રષ્ટિ સરખી તો કરો-ઘરમાં એક ટંક રાંધવા જેટલું અન્ન નથી-આ નાનકડા બાળકને તેની ભૂખ છીપાવવા દુધનું એક ટીપું સરખું પણ નથી; અને છતાં તમે ઉંચે ઉંચે ઉડવા દોડો છો ?...અને જાણે આટલું ઓછું હોય તેમ પાછા કહો છો કે તમારા હૃદયના ભાવ હું જાણી ના શકી !..." તેના અતિશય બોલવાથી શ્વાસ ઘૂંટાવા લાગ્યો. તેનાથી હવે વધુ બોલાઈ ના શકાયું.

નિરંજને સહજ ઉંચું જોયું. તેની આંખોમાં હૃદય-મંથનના ભાવો પ્રતિબિમ્બીત થતાં હતાં. તે કાંઈક કહેવા ઇચ્છતો હતો. તેણે પોતાના હોઠ ખોલ્યા અને "જ્યોતિ..." કહેતાં કહેતાં તે થંભી ગયો.

અને ત્યાં તો ભૂખ્યા બાળકે એક તીણી ચીસ પાડી. બાળકની તીણી ચીસે જ્યોતિનું હૃદય ચીરાઈ ગયું. તેણે પોતાના બાળકના સામું જોયું; અને પોતાનો હાથ તેના શરીર ઉપર ફેરવવા માંડયો. તેનું આખું શરીર તાવથી ધીકી રહ્યું હતું.

પછી તેણે નિરંજન સામે જોયું, અને બોલી, "કહો-કહો જ્યોતિને શું કહો છો ?-હજુય જ્યોતિને માટે શું કહેવાનું બાકી રાખ્યું છે ?..." તે સહજ અચકી ને ફરી પાછી બોલી, "બાળકના પિતા થઈ બાળક પ્રત્યે આટલી બધી બેદરકારી રાખતાં તમને વિચાર નથી આવતો ?-જરા તમારા બાળકના શરીર પર હાથ મૂકીને જુઓ તો ખરા ?-હા ! બીચારૂં બાળક કેટલા તાવે ધીકી રહ્યું છે ?-હાય ! તું પણ કમનસીબ છે બેટા ! કે તું હમારા જેવાને પનારે પડયું !-હા ! પાસે પૈસો નથી-ત્હારા ધ્રૂજતા અંગોને ઠંડીથી રક્ષવા ગરમ કામળો પણ નથી..." તેના મૂખ ઉપર રોષ અને ગંભીરતાના ભાવો પ્રતિક્ષણ તરવરી ઉઠતા હતા. તેના એકેએક અંગો પાંદડાંની માફક હાલી રહ્યાં હતાં.

નિરંજનના હૃદય ઉપર જ્યોતિના શબ્દોની ઊંડી અસર થઈ. તેના હૃદયમાં અત્યાર સુધી અદૃશ્ય રહેલો પ્રેમ પ્રગટ્યો. તે ધીરે પગલે જ્યોતિ તરફ ગયો. જ્યોતિ જમીન તરફ નીચું જોઈ રહી હતી.

જ્યોતિની છેક નજીક જઈને પોતાના હાથ વડે તેણે જ્યોતિનું મૂખ ઊંચું કર્યું. તેની આંખમાંથી આંસુનાં બિન્દુઓ વહી રહ્યાં હતાં. ક્ષણ પ્હેલાંની રણચંડી સમી જ્યોતિ દયાર્દ્ર અને કરૂણાની મૂર્તિ સમી બની ગઈ હતી. તેની આંખમાંથી વ્હેતી આંસુની ધારા ધરતીને ભીંજવી રહી હતી.

" જ્યોતિ !..." રડતા હૃદયે નિરંજને કહ્યું.

" કહો શું કહો છો ? "

" તું આમ શા માટે રોષે ભરાય છે. જ્યોતિ ?..."

" રોષે ન ભરાઉં તો હું શું કરૂં નાથ ?–હા ! તમને મ્હારી તો દયા ભલે ના આવતી હોય પરંતુ તમારા આ નાના કુમળા ફુલશા બાળકની પણ દયા નથી આવતી ?—"

" હું બધુંય સમજું છું પણ શું કરૂં જ્યોતિ ?—"

અને ત્યાં તો ફરીથી બાળક રડી ઉઠયું. જ્યોતિએ તેના તરફ જોયું તો તેની સ્થિતિ તેને વિષમ લાગી. તે એકદમ વધુને વધુ ચીસો પાડવા લાગ્યું. અત્યારે તેનો શ્વાસ જોરથી ચાલી રહ્યો હતો. તેના હાથ–પગ તણાતા હતા. આ જોતાં જ તેણે નિરંજનને કહ્યું, " જાવ–વ્હાલા !–જલ્દી જાવ. કયાંયથી પણ ડોકટરને તેડી આવો–નહિતર મ્હારૂં આ ફુલડું નહિ બચે–મ્હારૂં જીવન સદાને માટે ઉડી જશે...હા !–જાવ..." કહેતાં કહેતાં આંસુભીની આંખે તેણે પોતાના બાળકને હાથમાં લીધું–હૃદય સરસું ચાંપ્યું પરંતુ માતાના હૃદયની હુંફ ટાઢથી કદાચ તેનું રક્ષણ કરી શકે, પણ ભૂખને શી રીતે સંતોષી શકે ?—

બ્હારની બાજુ મુશળધાર વરસાદ વરસી રહ્યો હતો. વાદળાંની ભયંકર ગર્જના અને વીજળીના કડાકા થઈ રહ્યા હતા. ઠંડી સખ્ત પડી રહી હતી. નિરંજન ક્યાં જવું તેનો વિચાર કરી રહ્યો હતો. તેનું હૃદય પોકારી રહ્યું હતું "નિરંજન હવે તું ક્યાં જઈશ ?—ડૉક્ટરને શી રીતે બોલાવીશ ?—ત્હારી પાસે એક પૈસો પણ નથી !..." અને ત્યાં તો બીજીજ ક્ષણે તેણે પોતાના હૃદયમાં ધૈર્ય એકઠું કર્યું જ્યોતિ સામે જોયું. તે બોલી ઉઠ્યોઃ "ન ગભરાઈશ વ્હાલી—હું જાઉં છું—જરૂર ડૉક્ટરને બોલાવી લાવું છું..." કહેતો કહેતો તે બ્હાર જવા માટે બારણા આગળ પ્હોંચ્યો. ત્યાં તો પોતાના ઓરડામાં આછો પ્રકાશ આપતો દીપક તેલ વીના બુઝાઈ ગયો—આખાય ઓરડામાં સર્વત્ર અંધકાર વ્યાપી ગયો. પણ તે તો એકદમ ઓરડાની બ્હાર નીકળી ગયો. અને ત્યાં વીજળીનો એક ભયંકર કડાકો થયો. આંખને આંજી નાખતો પ્રકાશ ઘડીભર ચમકારો કરી અદ્રશ્ય થઈ ગયો.

એક બાજુ નિરંજન ડૉક્ટરને બોલાવા ગયો, ત્યારે બીજી બાજુ જ્યોતિના હાથમાંનું બાળક ખૂબ રડવા લાગ્યું તરત જ જ્યોતિએ તેને છાનું રાખવા પોતાના સ્તન તરફ બાળકનું મોં ફેરવ્યું પરંતુ માતાના એ દુધ—વિહીન સ્તન તરફ તેના બાળકે મોં પણ ના ધર્યું તે તો વધુને વધુ આકુળ બનવા લાગ્યું—વધુને વધુ રડવા લાગ્યું. જ્યોતિનું હૃદય ભરાઈ આવ્યું.

જ્યારે બીજી બાજુ નિરંજન ડૉક્ટરોના એકે એક મકાનના દ્વારે રઝળ્યો. કોઈએ તે નિર્ધન લેખકને મદદ ના આપી—કોઈએ તેના એ નાનકડા બાળકને બચાવવા હા ના પાડી—તે નિરાશ હૈયે આમતેમ આથડવા લાગ્યો.

આકાશમાં ઘનઘોર વાદળો છવાયાં હતાં—વરસાદનાં ઝાપટાં સખ્ત રીતે વરસી રહ્યાં હતાં—પ્રતિક્ષણે વિજળીના કડાકા સંભળાતા હતા,

આંખને આંજી નાંખે તેવો પ્રકાશ એક ક્ષણમાં ઝબકી ઉઠી અનં-તમાં અદ્રશ્ય થઈ જતો હતો.

દરેક સ્થળેથી નિરાશા સાંપડતા કાજળ કાળા અંધકારમાં નિરં-જન ઉભો હતો. ત્યાં તેની આંખો સામે બે છાયાઓ દેખાઈ. એ છાયાઓ હતી તેની પત્નિ જ્યોતિ અને તેના નાના બાળકની. તેનું નાનું બાળક ચીસો પાડતું હતું, જ્યોતિ તેને છાનું રાખવા પ્રયત્ન કરતી હતી. અને ઓહ! ત્યાં તો એક ત્રીજી છાયા તેમની પાછળ આવીને ઉભી રહી, તે ઘણી જ ભયંકર છાયા હતી. તેને જોઇને નિરંજન ભયથી ગભરાઈ ઉઠ્યો—તેનો દેહ ધ્રૂજી ઉઠ્યો. અને તેના હૃદયમાંથી એક સિત્કાર નીકળી ગયો. તે છાયા હતી મૃત્યુના દૂતની—કાળનાક દેવની, તે જ્યોતિ અને તેના બાળકને પોતાના રાક્ષસી પંજાથી પકડવા પ્રયત્ન કરી રહી હતી. આ દ્રશ્ય જોતાં જ નિરં-જન પોતાના ઘેર જવા દોડ્યો. પરંતુ ભીના જમીનને લઇને તે દોડવા જતાં લપસી પડ્યો. અને જમીન ઉપર પછડાયો ત્યાં પડેલો એક પત્થર તેના માથામાં પેસી ગયો તેમાંથી લોહીની ધારા વ્હેવા લાગી પણ તેણે તેની કાંઈ પણ દરકાર ના કરતા ઘર તરફ દોડવાજ માંડયું હતું...તે પાગલ સમો બની ગયો હતો—" જ્યોતિ... જીવન !..." પોકારતો તે આગળ ને આગળ દોડીજ રહ્યો હતો.

અને કુદરત રૂઠે ત્યારે શું બાકી રહે ?—તે કારમી બની. આકા-શમાં ગર્જના કરતાં વાદળાંની સ્પર્ધા કરવા ધરતીના પેટાળમાં પણ એક ભયંકર ધડાકો થયો. અને એ ધડાકે સર્વ કાંઈ ધણધણી ઉઠ્યું હજારો મકાનો તૂટી પડયાં—જમીનમાં ચીરા પડયા. ગાંડા જેવો બની ગયેલો નિરંજન એક તૂટી પડતા મકાનમાં આવી જતાં સ્હેજ-જમાં બચી ગયો. તેના હૃદયમાંથી એક કારમી ચીસ નીકળી ગઈ... 'ઓહ'—આ તો **ધરતીકંપ !—**

ચારે તરફ વાતાવરણમાં કરૂણા છવાઈ ગઈ હતી, હજારો માન-

વોની હૃદયભેદક કરૂણ ચીસો અને કીકીયારીઓ સંભળાઈ રહી હતી. પરંતુ નિરંજનને આ સાંભળવાની કે તે તરફ જોવાની સહજ પણ દરકાર ન્હોતી. તે તો પોતાના ઘર તરફ દોડી જ રહ્યો હતો.

અને થોડીક વારમાં તો તે અંધારગલીમાં આવેલા પોતાના મકાન આગળ આવી પહોંચ્યો; મકાન સામે જોયું અને તે જોતાંજ તેના હૃદય પર વીજળી તૂટી પડી હોય તેવો આઘાત લાગ્યો. આંખે અંધારાં આવવા લાગ્યાં તેનું હૃદય પોકારી ઉઠયું, "હા ! એક ક્ષણના ધરતીકંપે મ્હારૂં સર્વસ્વ લૂંટી લીધું—જ્યોતિ ગઈ... જીવન ગયું...સર્વ અદ્રશ્ય થયું...નિરંજન !..."

અને બીજે દિવસે સવારના તેના તૂટી પડેલા મકાનની ઈંટો અને લાકડાં ખસેડતાં પોતાના નાના બાળક જીવનને છાતી સરસી ચાંપેલ જ્યોતિ મૃત દશામાં મળી આવી. નિરંજનથી આ દ્રશ્ય ના જોવાયું. તે તરત જ બેભાન થઈ જમીન ઉપર ઢળી પડયો.

ત્યારબાદ એક દિવસ "સુધા" માસિકના તંત્રીના હાથમાં એક લેખનું બંડલ આવ્યું. તેણે તે ખોલ્યું. અંદરથી એક વાર્તા અને પત્ર મળ્યો. તેનો લેખક નિરંજન હતો. તંત્રીએ નિરંજનનો પત્ર વાંચવા માંડયો, તેમાં લખ્યું હતું:

" આપના આમંત્રણ અનુસાર આ એક સત્ય ઘટના રજૂ કરતી નવલિકા મોકલું છું. આ નવલિકા સુંદર તેમજ મૌલિક છે. તેમાં નવીન વસ્તુ સંકલના પણ છે. આશા છે કે તે તમારા દિપાવલી અંકને અનુકુળ થઈ પડશે...એજ... લી...

નિરંજન.

અને પછી તરત જ 'સુધા' ના તંત્રીએ નવલિકા તરફ નજર કરી. તે નવલિકાનું નામ હતું 'ધરતીકંપ.'

# હંસા

હંસા અને જીવન બન્ને જણાં બાલ્યકાળના સાથી હતાં. બન્ને જણાં એક–બીજાને શુદ્ધ પ્રેમથી ચ્હાતાં હતાં. સાથે રહેતાં હતાં અને સાથે જ ફરતાં હતાં.

જ્યારે બીજી બાજુ હંસાના પિતા અને જીવનના પિતા બન્ને જણા ગાઢ મિત્રો હતા. બન્નેના હૃદયની એક

જ અંતિમ ઈચ્છા હતી કે હંસા અને જીવનને લગ્ન-ગ્રંથીથી જોડી તેમના આશાભર્યા જીવનને સુખમય બનાવવું તેમના પ્રેમને અખંડ રાખવો—

પરંતુ માનવની ઈચ્છાઓ કદી પાર પડી છે ખરી ?-તેની અભિલાષાઓ કદી પુર્ણ થઈ છે ખરી ?—તેની આશા કદી પણ અખંડિત રહી છે ખરી ?—કુદરતનો એ ક્રમ છે—વીધીનું એ વિધાન છે કે માનવ ભલે ગમે તેટલું ધારે—ગમે તેટલું ઈચ્છે પરંતુ આખરી અંજામ તો તેના હાથમાં છે—તેની કલ્પનાઓ પર કુઠારાઘાત કરવો એ તેની સત્તાની વાત છે—તેની આશાની ઈમારતને જમીન-દોસ્ત કરવી એ તેની શક્તિ પર નિર્ભર છે. ખરેખર ! એ સત્ય સાચું છે કે મનુષ્ય ધારે છે કંઈ ઈશ્વર કરે છે કાંઈ!......

અને હંસા તથા જીવન વીષે પણુ એમજ બન્યું. તેમના માતા-પિતાની સર્વ અભિલાષાઓ અદ્રશ્ય થઈ જવા પામી—તેમની આશાના સર્વ મીનારા ભૂમી-શાયી થવા પામ્યા. તેમના અંતરનો આનંદ-ઉલ્લાસ સર્વ કાંઈ ઉડી ગયાં.

એક વિધ્ન જાગ્યું. હંસાએ યુવાનીને આંગણે પગ મૂક્યો ત્યાં તે કાળને ઝપાટે ચઢી. તેને એકાએક ક્ષય રોગ લાગુ પડયો. દીન-પ્રતીદીન તેનું શરીર ક્ષીણુ બનવા લાગ્યું તેનું સૌન્દર્ય દીવસે દીવસે ઓસરવા લાગ્યું. સર્વને હંસા માટે ચીંતા પેઠી. હવે તેનો જીવન દીપક વધુ વાર નહી જલે તેમ દરેકને લાગ્યું.

અને હંસા પણુ સમજી ચુકી હતી કે હવે તે દુનીઆમાં ફક્ત થોડાક સમયની મહેમાન છે—હવે તેને માટે પોતાનું જીવન એક નાટકના અંતીમ દ્રશ્ય સમાન હતું-તેના હૃદયમાં એક વીચાર ઉદ્‌ભવ્યો અને તે એ કે મૃત્યુને ભેટવા પ્હેલાં પોતાના એક વખતના સાચા સાથી જીવનને મળવું તેની પાસે વીદાય માગવી અને એ વીચારે તેણે જીવનને કહેવરાવ્યું. જીવન આવ્યો—હંસા જે ખંડમાં

માંદગીના બિછાને પડી હતી તે ખંડમાં તેણે પ્રવેશ કર્યો. સામેની બાજુએ પલંગ પર હંસા સુતી હતી તે ફાટી આંખે જીવનના આગમનની રાહ જોઈ રહી હતી. તેણે જીવનને જોયો. જીવને તેને જોઈ બન્નેની દ્રષ્ટિ મળી. ભૂતકાળના દ્રષ્ટિમિલનમાં અને આજના દ્રષ્ટિમિલનમાં મહાન તફાવત હતો. ભૂતકાળનાં દ્રષ્ટિમિલનમાં હતો પ્રેમ, આનંદ, અને ઉલ્લાસ, તેમાં હતું અનંત સુખ અને મહદ આશા, જ્યારે આજના દ્રષ્ટિમિલનમાં હતું દુઃખ, કરૂણા, નિરાશા અને સંતાપ-તેમાં તો હતી અનંત વેદના અને મહા–વ્યથા.

ધીરે પગલે જીવન હંસાના પલંગની છેક નજીક ગયો. હંસાએ પોતાની આંખો વડે જીવનને પગથી તે માથા સુધી નિહાળી લીધો પછી તેણે ધીરે રહીને પોતાની આંખો બંધ કરી. એ આંખો ઉપર પોતાના ક્ષીણ થઈ ગયેલા હાથ ઢાંકી દીધા.

જીવને હંસાના ક્ષીણદેહ સામું જોયું. તેનાથી હંસાનું દર્દ સહન ના થયું. તેની આંખોમાં આંસુ છલકાયાં. તે તરત જ પલંગ ઉપર હંસાના માથા નજીક બેઠો તેણે ધીરેથી પોતાના હાથ વડે હંસાના આંખ ઉપરના હાથ દૂર કરતાં કહ્યું "હંસા! આંખો ઉપર હાથ કેમ ઢાંક્યા? શું તને જીવનમાં અરૂપતા લાગી?–કહે–હંસા! જીવનમાં ક્યાં ત્રુટી લાગી?–ત્હેં જીવનમાં એવી શું ક્ષતિ ભાળી હંસા?... તેનાથી આગળ ના બોલી શકાયું. તેના હૃદયમાં દર્દ થતું હતું તે અકથ્ય વેદના અનુભવી રહ્યો હતો.

"નહિ...તેમ નથી. જીવન!..." હંસાએ ધીરેથી પોતાની આંખની પાંપણો ખોલતાં કહ્યું—

"તો પછી મને જોઇને તેં ત્હારી આંખો શા માટે બંધ કરી દીધી?—"

"તેનું કારણ તમે નથી સમજી શકો તેમ જીવન!–હું હવે એ કારણ સમજી ચુકી છું..."

"મને નહિ કહે ?—" હંસાના મસ્તકે હાથ ફેરવતાં જીવને પૂછયું.

"શા માટે નહિ ? તમારાથી મ્હારે હવે શું છુપું રાખવાનું છે. જીવન !–હંસા હવે તમારી સમક્ષ પોતાનું હૃદય ખોલવા ચ્હાય છે. અને તેથી જ તમોને બોલાવ્યા છે—"

"હંસા !... .."

"હું તમારા હૃદયની સર્વ મુંઝવણ સમજું છું જીવન !–હું તમારા હૃદયની વેદના અને દર્દ પીછાનું છું–છતાં...તે દુઃખ અને દર્દ, એ વેદના અને સંતાપ તમારે જીવનભર સહેજ છુટકો છે... એક વખત એવો પણ હતો કે જ્યારે આપણે કુદરતને અંકે આનંદથી ઝુલતાં હતાં. સરિતાને કિનારે ફરતાં હતાં. તેનું નિર્મળ જળ છાંટી પરસ્પર અનહદ સુખ અનુભવતાં હતાં. એ સમય આપણ કેટલા સુખનો હતો જીવન !... અને આજે એ આનંદનો–ઉલ્લાસનો અને સુખનો અસ્તકાળ આવી પ્હોંચ્યો છે–હવે મ્હારી વિદાયનો સમય આવી પ્હોંચ્યો છે...જીવન !...હું તમારી પાસે વિદાય માંગુ છું–મને રજા આપો..."

"વિદાય !–હંસા ! તું આ શું બોલે છે ?–જીવનથી તું મૂક્ત થવા ચ્હાય છે ?–એ કેમ બનશે ?–પ્રેમ–માયાના બંધને બાંધી જીવનમાં જીવનસહ સંકળાયેલી હંસા ઉડી જવા માંગે છે ?–નહિ નહિ. જો તેમ થશે તો જીવનનું શું થશે ?–તેની શું દશા થશે તેની ત્હેં કલ્પના સરખી પણ કરી છે ખરી ?—હંસા !......"

હું સારી રીતે સમજુ છું કે જીવનથી સંકળાયેલ હંસા પ્રયાણ કરશે–ઉડી જશે ત્યારે જીવન શુન્ય બનશે–બળીને ખાખ થઈ જશે–એ જીવનની અંતીમ દશા થશે...અને છતાંય હંસાને ઉડી ગયા વીના છુટકો નથી–હંસાને પ્રસ્થાન કર્યા વીના ચાલવાનું નથી."

"હંસા એ મુસ્કેલ છે–તું એવી કલ્પનાઓ શા માટે ઉભી કરે છે. તને કાંઈ થવાનું નથી–હોય તો એ દેહ છે, તો દર્દ તો થવાનુંજ અને એ દર્દ મટી જશે. ઉપચાર ત્હારા દર્દને મટાડશે–નાહક

સુઝાય છે...તું જરૂર થોડા દીવસમાં સાજી થઈ જઈશ..." પોતાના હૃદયનું દુઃખ દબાવતાં જીવને હંસાના ગાલ ઉપર હાથ મૂકતાં કહ્યું.

"નહિ જીવન હવે હું સાજી થવા નથી ઇચ્છતી. હવે મૃત્યુ જ મારા માટે સારૂં છે. હું આ રોગ સહન નથી કરી શકતી. જેમ જેમ મારૂં જીવન વધુ લંબાશે તેમ તેમ મારૂં કષ્ટ વધુને વધુ તિવ્ર બનશે. અને મારા એકલાને લીધે અનેકને સંતાપ આપીશ. જીવન! કદાચ મારૂં જીવન લંબાય કદાચ હું વધુ કાળ જીવું તો પણ મારા આવા દર્દભર્યા જીવનથી લાભ પણ શું? કારણ કે તમારી પત્ની બનવા છતાં પણ હું તમારી સેવા તો ઉઠાવી નહિ શકું—ઉલ્ટું તમારે મારી સેવા કરવાનો સમય આવે—નહિ હું એવું જીવન નથી ઇચ્છતી. એના કરતાં તો મૃત્યુને હું આધક વ્હાઉં છું—તેનાથી મને કોઈ જાતનું દુઃખ નથી. દુઃખ એક જ થાય છે કે હું જઈશ પરંતુ તમને વિરહની વેદનામાં પીડાતા મૂકીને..." કહેતાં કહેતાં હંસાની આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. જીવનની આંખમાંથી આંસુનાં બિન્દુ ખર્યાં—તેના એ ઉષ્ણ આંસુના બિન્દુ હંસાના ગાલ પર પડયાં હંસાની આંખોમાંથી પણ આંસુ સર્યાં અને ગાલ પર પડેલા જીવનના આંસુસહ ભળ્યાં—જાણે સિંધુ અને સરિતા જળનાં મિલન...

થોડીક ક્ષણ સુધી હંસા અને જીવન મૌન રહ્યાં. આખાય ખંડમાં નિરવતા પથરાઈ હતી. જીવને હંસા તરફ જોયું. હંસાના મુખ ઉપર એકાએક કોઈ તેજ—રેખા ચમકી રહી હોય તેમ તેને લાગ્યું તેના મુખ ઉપરની ફીક્કાશ દુર થતી હોય તેમ તેને જણાયું હંસા કાંઇક સંતોષનો—અલ્પ સુખનો—સહજ આનંદનો અનુભવ કરી રહી હોય તેમ તેને લાગ્યું તેની આંખોનાં આંસૂ આંખોમાં જ સમાઈ જતાં હોય તેમ તેને દેખાવા લાગ્યું.

અને આમ જ્યારે ચિત્રવત્ જીવન હંસાને એકી ટશે નિહાળી રહ્યો હતો ત્યાં એકાએક હંસાનો કર્કશ સ્વર તેના કાને પડયો

"જીવન! રડો છો ?–તમે શા માટે રડો છો ?–શા માટે તમે તમારાં કિંમતી આંસુ વહાવો છો ?–ન રડશો–જીવન..." કહેતાં કહેતાં હંસાએ જીવનના હાથ પર પોતાનો હાથ ફેરવવા માંડ્યો અને કહ્યું "તમને છોડી દઇને–તમારો ત્યાગ કરીને હું ચાલી જાઉં છું–અને એમ છતાંપણ મ્હારા હૃદયમાં દુઃખ નહિ પરંતુ એક સંતોષ તો જરૂર છેજ–કદાચ તમે તે નહિ સમજી શકો–તમે જાણો છો કે મ્હારૂં હૃદય શાથી એ સંતોષ અનુભવી રહ્યું છે ?..."

"નહિ હંસા..." જીવનના મુખમાંથી ધીમા બોલ સરી પડયા.

"તો સાંભળો. જીવન !–એક આશા–એક અભીલાષા મ્હને–મ્હારા હૃદયને કોઈ અનેરી શાંતી આપી રહી છે–અનુપમ સુખ સમર્પી રહી છે..."

"એ શું છે ?" આશ્ચર્યસહ હંસાપ્રતી જોતાં જીવને પ્રશ્ન કર્યો.

"એ વસ્તુ બીજી કોઈ નથી પરંતુ તમે માનો કે ના માનો મારા હૃદયમાંથી એવો અવાજ–એવો અંતરધ્વની હું સાંભળી રહી છું કે આપણે ફરીને એક વાર મળીશું......"

હંસાની વાત વચ્ચેથી કાપતાં જ જીવને કહ્યું "જરૂર. હંસા–તે અંતીમ મીલન છે–આપણને તેમાંથી કોઈ વીખુટાં પાડી શકે તેમ નથી–આપણને કોઈ જુદા કરી શકે તેમ નથી...એ સ્વર્ગ..."

"નહિ હું સ્વર્ગની વાત નથી કરતી જીવન !–તમે મ્હારી વાત સંપૂર્ણ ધ્યાનથી સાંભળો–જીવન ! હું સ્વર્ગના મીલન માટે તમને કહેતી નથી—"

"તો ?—"

"હું તો તમને આ દુનિયામાં જ ફરી મળીશું એમ કહું છું."

જીવને તરત જ હંસાના સામું જોયું, તેના મુખ ઉપર કોઈ વિચિત્ર જાતના ભાવ તરવરી રહ્યા હતા. હંસા શું કહેતી હતી તેની તેને કાંઈ સમજ પડતી ન્હોતી. તેનું હૃદય તેને પોકારી રહ્યું હતું કે હંસા જે બીના કહે છે તે શું સત્ય છે ?–શું મૃત્યુ પામેલ માનવી

ફરીને પોતાના સ્નેહીને આ દુનિઆમાં મળી શકે ખરું ? અસંભવ-હંસા પુનર્જીવન પામી આ સંસારમાં મને ફરીવાર મળે એ અણુગતું છે—તેણે તરત જ હંસાને કહ્યું "હંસા !—ત્હારી વાત ઘણી જ વિચિત્ર છે તું કહે છે તે વસ્તુ અસંભવિત છે—મને ત્હારી વાતમાં કાંઈ સમજાતું નથી—મને આ વાતમાં સ્હજ પણ વિશ્વાસ આવતો નથી."

"જીવન ! તમને મ્હારા કથન પર ભરોસો નથી છતાં પણ હું ફરીને ભારપૂર્વક કહું છું એ કે એ પ્રમાણે જ બનશે—મ્હારા હૃદયનો અવાજ—મ્હારી આંતરિક મનોકામના સફળ નિવડશે—" હંસાએ કહ્યું.

"કેવી રીતે ?—"

"શું તમે એ વાત નથી જાણતા કે માણસની તેના મૃત્યુ વખતની કામના, ઇચ્છા અને અભિલાષા કદી નિષ્ફળ નથી જતી—"

જીવન વિચારમાં જ પડી ગયો ત્યાં ફરીને હંસાએ કહ્યું "પ્રિયતમ ! એક વાત પુછું ?—"

"શું ?—"

"તમે મ્હારા પુનર્મિલનના દિવસ સુધી મ્હારી પ્રતિક્ષા કરશો ખરા ?—એ દિવસ સુધી મ્હારી રાહ જોશો ખરા ?—"

"શા માટે નહિ ? હંસા ! હું તો તારી રાહ જોઈશ યુગ યુગ સુધી જન્મ જન્માન્તર સુધી......"

અને જીવનના એ શબ્દો સાંભળતાં જ હંસાના મુખ પર આનંદ ચમકી ઉઠયો પછી જીવને કહ્યું "હંસા ! આપણો સંબંધ એક જીવન પર્યંતનો નથી પરંતુ જન્મ-જન્માંતરોનો છે. આપણો વિયોગ અને મિલન તો પ્રતિ-જન્મના થઈ રહેલ છે. કોઈ સમય હું તારી પ્રતિક્ષા કરી રહ્યો હોઉં છું તો કોઈ સમય તું મારી રાહ જોઈ રહેલી હોય છે. અને પછી આપણુ બંનેના મિલન થાય છે."

જીવન આગળ કાંઈ બોલે તે પહેલાં હંસા પાછી બોલી ઉઠી "નહિ. જીવન, આપણે તો ફરી પાછાં આ જન્મમાં જ મળીશું

હું જન્મ લઇને ફરીવાર તમારીજ બનીશ ...એ તમે નિશ્ચિત માનજો."

"હંસા! કદાચ તું જરૂર આ દુનિયામાં ફરી જન્મ ધારણ કરીશ, પરંતુ ત્હારો દેહ–ત્હારૂં સૌન્દર્ય–ત્હારો દેખાવ તો જુદાં જ હશે. આજે હું જે હંસાને નિરખી રહ્યો છું તે હંસા તો નહિ જ હોય–ત્હારૂં કલેવર તો કોઈ જુદુ જ ઘડાયું હશે–તે સમયે તને આ જીવનમાં અનુભવેલી મીઠી ગોઠડીની યાદ નહિ હોય–અને તો પછી હંસા!–આપણે એક બીજાને શી રીતે પીછાની શકીશું?"

"જીવન! શું આપણો સંબંધ ફકત દૈહિક સંબંધ જ છે? સ્હજ સ્મૃતિએ જ શું આપણુને બંધનમાં જકડયાં છે?—" તેના શબ્દોમાં સહજ તિરસ્કારનો ભાવ હતો.

"નહિ હંસા મ્હારો કહેવાનો અર્થ એ નથી. હુ તો તને એ કહું છું કે ત્હારા નવીન સ્વરૂપને હું ઓળખો શી રીતે શકીશ?–

"એને માટે તમે નિશ્ચિંત રહો. મ્હારે મ્હારો પરિચય આપવાની કાંઈ જરૂરત નહિ રહે." કહી એક આછું સ્મિત કરતાં હંસાએ કહ્યું "જીવન! મ્હારે તમને જે કહેવાનું હતું તે કહી દીધું હવે તમારે કાંઈ કહેવાનું છે ખરું?–હંસા હવે તમારી પાસે અંતિમ વિદાય માંગે છે. દુઃખદ્ નહિ સહર્ષ. હસતા મુખે તમારી હંસાને વિદાય આપો જીવન..."

"હંસા!–દુનિયામાં એવું કોણ નિષ્ઠુર હૃદયી હશે જે દુનિયાથી અંતિમ વિદાય લેતી વ્યકિત પ્રત્યે હાસ્ય દર્શાવે—? દુઃખને સ્થાને હર્ષ પ્રગટાવે છતાં પણ ત્હારા અંતિમ કથન પર વિશ્વાસ રાખી હું તને સહર્ષ વિદાય આપું છું-હંસા!..." કહી તેણે પોતાના હૃદયમાં થતી અથાગ વેદના દબાવી પોતાના મૂખ ઉપર કૃત્રિમ હાસ્ય દર્શાવ્યું. હંસા પોતાના હૃદયને સંતોષ થયો હોય તેમ આંખો બંધ કરીને સુતી.

[ ૨ ]

અને એક મધરાતે હંસાએ જીવનને મૂકી મહા–પ્રદેશે પ્રસ્થાન કર્યું. હંસા ગઈ.

હંસા જતાં જીવનની સ્થિતિ વિપરીત બની તેનો વિયોગ વસમો લાગતો હતો પ્રતિક્ષણે તેને હંસાની ખોટ સાલતી હતી. તેના હૃદયમાં એક જ્વલંત જ્વાળા સળગી રહી હતી. એ જ્વાળાને ફક્ત શાંત કરી શકે તેમ હોય તો તે કેવળ હંસાની અંતિમ આશા–આખરી અભિલાષા. તેજ તેના હૃદયને શાંત્વન આપી શકે તેમ હતી.

જીવન દરરોજ હંસાના ફોટા ઉપર પુષ્પ ચઢાવતો હતો–પુજા કરતો હતો હંસાનું અંતિમ કથન જાણે તે ફોટામાં જ સમાઈ ગયું ન હોય...

તે દરરોજ હંસાની પ્રતિક્ષા કરતો હતો, પરંતુ સમય પર સમય ચાલ્યો જવા છતાં તેને હંસા ક્યાંય દેખાઈ નહિ. તેની આશા નિષ્ફળ જતી હોય તેમ તેને લાગ્યું હંસાનું અંતિમ કથન અસત્ય નિવડ્યું હોય તેમ તેના હૃદયને અનુભવ થવા લાગ્યો પરંતુ બીજીજ ક્ષણે હંસાની છાયા પ્રત્યક્ષ થતી હતી અને પોતાના વચનમાં વિશ્વાસ રાખવા જણાવતી હતી.

અને આમ જીવન વિશ્વાસ અવિશ્વાસની વચ્ચે ગોથાં ખાતો પોતાની જીંદગી વ્યતિત કરી રહ્યો હતો.

વર્ષો પર વર્ષો વીતી ચાલ્યાં. જીવન હંસાની પ્રતિક્ષા કરી જ રહ્યો હતો. પરંતુ હંસા તેને ક્યાંય દેખાતી નહતી.

એક દિવસ દેશ ઉપર ભારે સંકટ ઉતર્યું ચારે તરફ પ્લેગનો ઉપદ્રવ શરૂ થઈ ચુક્યો હતો. હજારો સ્ત્રી–પુરૂષો અને બાળકો તેનો ભોગ બની ચુક્યા હતા. તેના કાળ ઝપાટે જે ચઢ્યા તે સ્વાહા થઈ જતા હતા. જીવનના માતા પિતા પણ આ ભયંકર રોગનો ભોગ થઈ ચુક્યા. હંસાના માતા–પિતાની પણ એજ સ્થિતિ થઈ. હવે જીવનને કોઈ સગું રહ્યું ન્હોતું. તેનાથી પોતાના સગાં–સંબંધીઓની સ્મૃતિ સહન ના થઈ. તેણે તરત જ પોતાના ગૃહનો ત્યાગ કર્યો અને દુર યાત્રાએ ફરવા નીકળી પડ્યો.

× × × ×

એક દીવસ તે એક ધર્મશાળાના ઓટલા પર બેઠો હતો. ત્યાં એકાએક તેની નજર ત્યાંથી પસાર થતી એક યુવતી ઉપર પડી તે યુવતીને જોતાં જ તે ચમકયો તેના વીષે તે મનમાં કલ્પના અનેક વિચારો કરવા લાગ્યો. તે યુવતી ચાલી ગઈ; પરંતુ તેની કલ્પના જીવનના મનમાંથી ન ખસી. તેણે એજ ધર્મશાળામાં રહેવાનું નક્કી કર્યું.

બીજે દિવસે સવારના પેલી યુવતી એ ધર્મશાળામાં આવી તેના માથે એક પીત્તળનું વાસણ હતું. ધર્મશાળાની દરેક ઓરડીએ તે પુછતી હતી "દુધ લેશો ?—"

જીવન એ યુવતીની જ રાહ જોઈ રહ્યો હતો તે ધીમે ધીમે જીવનની ઓરડીએ આવી પહોંચી અને કહ્યું "દુધ લેશો ?—"

"દુધ લેશો ?—" એ શબ્દો જીવનના કાને પડતાં જ તેણે તેના હાથ વડે પોતાનું મસ્તક દબાવ્યું તે શબ્દોએ તેના હ્રદયને અગમ્ય વેદના જગાવી. તે વિચારમાંને વિચારમાં રહ્યો. તેણે કાંઈજ જવાબ ના આપ્યો એટલે પેલી યુવતીએ ફરીને કહ્યું "કેમ આમ શુનમૂન બની ગયા છો ?—મુસાફર! દુધ લેશો ?—"

જીવનને ફરી પાછું ભાન આવતું હોય તેમ લાગ્યું. તેણે ધીરા અવાજે કહ્યું "હા—"

તરત જ તે યુવતીએ તેની રૂમમાં પ્રવેશ કર્યો અને વાસણ માંગ્યું. જીવને પોતાની નજીક પડેલું એક પવાલું તેના તરફ ધર્યું. પેલી યુવતીએ કેટલું દુધ જોઇએ છે તે નહિ પુછતાં તેનું પવાલું દુધથી ભરી દીધું જીવન તો તેના મુખ સામું જ જોઈ રહ્યો હતો તેને એકાએક એ મૂખમાં હંસાની સામ્યતા લાગી—હંસાની છાયા દેખાઈ—અને તરત જ તેના હાથમાંનું દુધનું પવાલું જમીન ઉપર પડી ગયું. દુધ ઢળી ગયું. તે તરત જ ઉભો થયો. તેણે અત્યારે પોતાનું ભાન ખોઈ દીધું હતું—જીવન પાગલ બન્યો હતો—તે એક-

દમ આગળ વધ્યો અને પેલી યુવતીનો હાથ પકડી કહ્યું "સત્ય કહે તું કોણ છે ? ત્હારૂં નામ શું છે ?–"

પેલી યુવતી એકદમ ગભરાઈ ગઈ–તેણે બારીકાઈથી જીવનના મુખ સામું જોયું–તેને પણ પોતાની કોઈ ખોવાયેલી વસ્તુ મળી આવી હોય તેમ લાગ્યું–તેનું હૃદય કંપી ઉઠ્યું–તેના શરીરના એકે-એક અંગ ધ્રૂજવા લાગ્યાં–તે જેને શોધતો હતી તે ઘણે વર્ષે અનાયાસે આજે મળતાં તેના મુખ ઉપર કોઈ અગમ્ય ભાવો પ્રકટી રહ્યા હતા–તે ગભરાઈ ગઈ હતી–તેના હૃદયની મુંઝવણ વધી ગઈ હતી.

ત્યાં ફરી તેના કાને શબ્દ પડયો "કહે–કહે–ત્હારૂં નામ–?"

"મ્હારૂં નામ !–હંસા !...હું હંસા છું..."

અને એટલું કહેતાં જ તે જમીન ઉપર બેહોશ થઇને ઢળી પડી.

આજે જીવને તે યુવતી સાથે લગ્ન કર્યાં છે. ફરીને પૂછવા છતાં પણ તે યુવતી હવે પોતાનું નામ 'હંસા' છે એમ નથી કહેતી, ફક્ત પરિચયને ખાતર જ તેણે 'હંસા' કહ્યું હતું કે શા માટે તે વસ્તુની તેને આજે સહજ પણ યાદ નથી.

પરંતુ જીવન તો ચોક્કસ માને જ છે કે યુવતી બીજી કોઈ નહિ પરંતુ અમર અભિલાષી તેની હંસા જ છે.

# કાશ્મિરા

## ૯

સન્ધ્યાનો સમય હતો.; અસ્તાચળે જતા સવિતા-પતિનું રક્ત પ્રતિબિંબ સરિતાના અગાધ અને ઉંડા જળમાં પડી રહ્યું હતું અને તેથી સરિતા દેવીનો વિશાળ જળ-પટ રક્ત રંગે રંગાયેલો લેખાતો હતો.

ધીરે ધીરે અંધકાર વધતો હતો. સૂર્યના આથમતા

તેજ દૂર દૂર અંતરિક્ષમાં અંધકારમાં મળી જતાં હતાં. અને આમ સલુણી સંધ્યા અને અંધકારનાં ઐક્ય રચાતાં હતાં.

આવા વખતે લગભગ પચીસેક વર્ષનો યુવાન સરિતાના ઉછળતાં મોજાંઓ તરફ જોઈ રહ્યો હતો, તે તેમાં તનમ્ય બન્યો હતો. તેના હૃદયમાંથી એકાએક ઉદ્દગાર સરવા લાગ્યા: " ખરેખર ! પ્રવાહને–વ્હેણને કોણ ખાળી શકે તેમ છે ? સરિતાના વ્હેણ વહે જ જાય છે. સમયના વ્હેણ વહે જ જાય છે અને માનવ જીવનનાં પણ વ્હેણ વહે જ જાય છે. સંસાર–ચક્રના ચક્કરે ચઢેલા માનવને માયાના બંધનો તોડવા નથી ગમતાં–વાસનાઓને ત્યાગવી નથી ગમતી. તેને તો તેમાં જ અહર્નિશ રચ્યા પચ્યા રહેવું ગમે છે. પણ......

" પણ તેમાં તેની મૂકિત નથી. તેમાં તેનો મોક્ષ નથી–તેમાં તેનું નિર્વાણ નથી. તેનો મોક્ષ–તેની મૂકિત–તેનું નિર્વાણ તો વાસનાના ત્યાગમાં છે–કામનાઓથી પર રહેવામાં છે......"

અને એ વધુ કાંઈપણ આગળ બોલે તે પ્હેલાં કોઇએ તેના ખભા ઉપર હાથ મૂકયા અને કહ્યું " બુદ્ધદત્ત !—"

" કોણ અનંતાનંદ !—"

" હા ! તું કયારનો અહીં આવી ચુકયો છું ?—"

" કલાકેક થયો હશે—" અનંતાનંદે કહ્યું.

બુદ્ધદત્ત અને અનંતાનંદ બન્ને ગાઢ મીત્રો હતા. બંનેને એક બીજાથી એક ક્ષણ પણ વીખુટા પડવું ગમતું ન્હોતું. તેમને દુનીયામાં કોઈ સ્નેહી કે સગું રહ્યું ન્હોતું. વળી ભગવાન બુદ્ધના જીવને તેમના ઉપર ખૂબ જ અસર કરી હતી.

અંધકારમાં દૂર દૂર ટમકી રહેલ તારલાઓને જોઇને અનંતાનંદે બુદ્ધદત્તને કહ્યું " બુદ્ધદત્ત !–જો પેલા તારલા કેવા ટમટમી રહ્યા છે ?—"

" હા. એ તારલા ગાઢ અંધકારના માર્ગદર્શક છે અને તેમજ

આપણા જીવનમાં છવાયેલા ગાઢ અંધકારના માર્ગદર્શક તારલા છે નીતિ, દયા, સત્ય અને અહિંસા—"

"તારી વાત સત્ય છે. બુદ્ધદત્ત! હવે આપણે પણ આ માયાવી જાળમાંથી જલ્દી મુક્ત થવું જોઇએ નહીતર પછી માયાનું આવરણ ભેદવું મહા-મુશ્કેલ બનશે.—"

"મ્હારો પણ એજ વિચાર છે અનંતાનંદ!—આપણે હવે સત્વર લાશા ચાલ્યા જવું—"

"પછી?—"

"ત્યાં આગળ બૌદ્ધ ધર્મ દીક્ષા અંગિકાર કરી ભિક્ષુ બનીશું—"

"બુદ્ધદત્ત! ત્હારી વાતને મ્હારી સંપૂર્ણ સંમતી જ છે."

ત્યાર પછી થોડા દિવસમાં બન્ને મિત્રોએ લાશા જવાની તૈયારી કરી. અને અંતે કેટલાક સમયે લાશામાં આવી પ્હોંચ્યા.

(૨)

પરંતુ માનવ જીવન તો અનેક જાતની પરંપરાઓમાં ગુંથાએલું જ હોય છે. માનવની ઇચ્છા અને વિધીના વિધાન જુદાં જ હોય છે, મનુષ્ય ધારે છે કાંઈ ત્યારે ઇશ્વર કરે છે કાંઈ. પ્રભુની ઇચ્છાને કોણ પાર પામ્યું છે?—તેની કળા અકળ છે—તેની ગતિ અગમ્ય છે, દુન્યાના જીવો માટે એ મહાન નિયંતાને સમજવો કઠીન છે.

અને બુદ્ધદત્ત તથા અનંતાનંદ વિષે પણ બન્યું તેમજ. તેઓ બૌદ્ધ ધર્મની દિક્ષા લેવાની તૈયારી કરતા હતા ત્યાં એકાએક એક વિઘ્ન જાગ્યું.

મધરાતનો સમય હતો બુદ્ધદત્ત અને અનંતાનંદ ગાઢ નિદ્રામાં પડયા હતા ત્યાં કોઈ તેમની ઝુંપડીએ આવ્યું અને તેમને જગાડયા. તેમણે જાગીને જોયું તો તેમને જગાડનાર તેમની પાડોશમાં રહેતી એક વૃદ્ધા હતી. તેને જોઇને બુદ્ધદત્તે કહ્યું "કેમ માતાજી!"

"હું એક કામ માટે આવી છું."

"કહો ખુશીથી—"

"તમો આખીય લાશામાં તમારા ભજનથી પ્રખ્યાત છો. અત્યારે તમારૂ એ ભજન એક જણને સંભળાવવાની જરૂર ઉભી થઈ છે."

"કોને ?—"

"મોતને કિનારે ઉભેલી-અનંત નિદ્રાને ખોળે સુવાની તૈયારી કરતી કાશ્મીરની એક નિરાધાર સુંદરીને—"

"શું તે નિરાધાર છે ?—"

"હા. તેને તેની એક સોળ વર્ષની પુત્રી સિવાય બીજું આ દુનિયામાં કોઈ નથી—"

"ક્યાં છે તે ?—"

"આપણાથી થોડેક જ દૂર. પાડોશમાં—"

"ચાલો હમો આવીએ છીએ." કહેતાંની સાથે જ બુદ્ધદત્ત અને અનંતાનંદ તૈયાર થઈ ગયા. અને પેલી વૃદ્ધાની સાથે સાથે જવા લાગ્યા.

થોડીકવારે તેઓ એક નાનકડા મકાન આગળ આવી પ્હોંચ્યા પેલી વૃદ્ધાએ ધીરેથી બારણું ઉઘાડયાં, અને ધીમાં પગલે અંદર પ્રવેશ કર્યો. બુદ્ધદત્ત તથા અનંતાનંદે પણ તેની પાછળ પાછળ પ્રવેશ કર્યો. બધાં અંદરના ખંડમાં ગયાં. અંદર જઇને જોયું તો સામેના એક ખાટલામાં એક સ્ત્રી મૃત્યુની અંતિમ ઘડીઓ વીતાવી રહી હતી. ખાટલાથી સહજ દૂર એક દીવી ઉપર ઘીનો દીવો બળી રહ્યો હતો. તેની પાસે અગરબત્તી સળગી રહી હતી. જ્યારે બીજો એક દીવો સળગતો હતો તેનો ઝાંખો પ્રકાશ આખા ખંડમાં પડતો હતો. ત્યાં પડોશની ચારેક સ્ત્રીઓ અને પાંચેક પુરૂષો બેઠા હતા.

તે સ્ત્રીને પોતાના અંતિમ કાળે ઘણી જ ગભરામણ થઈ રહી હતી. તેને તેનું દર્દ ઘણું જ સતાવી રહ્યું હતું. તેણે એક કારમી

વેદનાભરી તીણી ચીસ નાખી. તરત જ એક સોળ વર્ષની તરુણી ઉભી થઈ અને પેલી સ્ત્રીના ખાટલા આગળ ગઈ. તેણે પોતાનો હાથ તેના માથે ફેરવતાં કહ્યું "માતા ! તને બહુ દુઃખ થાય છે. નહિ ?...હાય !......" તે આગળ ના બોલી શકી. તેની આંખમાંથી ગંગા-યમુના સમી આંસૂની અસ્ખલીત ધારાઓ વ્હેવા લાગી. તે તેની માતાના માથા આગળ બેસી ગઈ અને પોતાના સાલ્લાના પાલવ વડે પોતાની આંખોનાં આંસૂ લુંછવા લાગી.

"બ્હેન ! ન રડ...ઈશ્વિર પર ભરૂસો રાખ...ભગવાન બુદ્ધ સર્વનું કલ્યાણ કરશે..." તેનાથી પણ વધુ ન બોલાયું ત્યાં તો પેલી વૃદ્ધાએ તે સ્ત્રીની પુત્રીને કહ્યું "કાશ્મીરા ! બેટા ! જો-હું આ બંને ભક્ત-જનોને બોલાવી લાવી છું-ત્હારી માતાની અંતીમ પળોએ તેને એકાદ ભજન સાંભળવા દે-તે બીચારી બહુ દુઃખી થઈ છે. તેને દુઃખ-મુક્તિ મળે..."

અને તરત જ કાશ્મિરા સજળ નેત્રે ઉઠવા જતી હતી ત્યાં બુદ્ધદત્તે તેને ત્યાંજ બેસવા કહ્યું અને પછી બુદ્ધદત્ત તથા અનંતાનંદ ખાટલાની પાસે બેઠા.

સર્વત્ર શાંતિનું અખંડ સામ્રાજ્ય સ્થપાયું. બુદ્ધદત્તે એક ગીત ગાવા માંડયું.

**મન ચંચળ તું કયોં હોતાહૈ...(૨)**
**કયોં જીવન વ્યર્થ એ ખોતા હૈ...**
**મન ચંચળ તું કયોં હોતા હૈ...(૨)**

"સત્ય છે." ત્યાં કોઈકે કહ્યું.

વળી પાછું તેણે આગળ ચલાવ્યું. તેના ગીત સ્વરે સર્વના હૃદયમાં કોઈ અનેરા તત્ત્વને જગાવ્યું હતું.

**ઉઠ જાગ હુવા હૈ મૂક્તિ-સબેરા**
**માયામેં કયું તું ફસતા હૈ—**

**દુનિયામેં હે ના કોઈ તેરા,**
**યાંસે સબકો ચલના હે...**
**મન ચંચળ તું કયોં હોતા હે...**

બુદ્ધદત્તના ગીતના એકેએક શબ્દે તે ઘડીભરની મ્હેમાન યુવતીની આંખમાંથી આંસુનાં બિન્દુઓ વહી રહ્યાં હતાં. તેનો જીવ કેમેય કરીને દેહથી છૂટતો ન્હોતો. દુનિયાની માયાનાં બંધનો છેદવા તેનો આત્મા ઘણો મથી રહ્યો હતો પરંતુ તે અશક્તિમાન નીવડતો હોય તેમ લાગતું હતું. તેનાથી હવે રહેવાતું ન્હોતું. ત્યાં કેટલાય દિવસની અશક્તિ છતાં આજે તે ઘણું જોર કરીને ખાટલામાં એકદમ બેઠી થઈ ગઈ. તરત જ બુદ્ધદત્તે પોતાનું ગીત બંધ કર્યું. તે તેની છેક નજીક પોતાનું મુખ લઈ ગયો અને કહ્યું "બ્હેન! શું થાય છે?—"

"હાય! મ્હારો જીવ નથી છૂટતો—" કહી તે પછાડા ખાવા જતી હતી. ત્યાં રડતી કાશ્મિરાએ તેને ઝાલી લીધી.

દેહમાંથી ઉડી જવા આત્માના આ અંતિમ યુદ્ધને નિહાળી દરેકની આંખમાંથી આંસૂ વ્હેવા લાગ્યાં.

બુદ્ધદત્તે તે યુવતીનું મુખ ઉંચુ કરતાં કહ્યું "બ્હેન! હું તમારૂં સઘળું દુઃખ સમજું છું—હું તમારા આત્માની સઘળી મૂઝવણ જાણું છું—પરંતુ જો તમારે ભવોભવના બંધનમાંથી છુટવું હોય, જો તમારે જીવનના રૂપ-રૂપાંતરોમાંથી મૂક્ત થવું હોય--જો તમારે તમારા આત્માને અવતારની પરંપરામાંથી પર રાખવો હોય તો—સંસારની અશક્તિનો ત્યાગ કરો—માયાના પાશથી અળગાં રહો—વાસનાઓને પરહરો. મૃત્યુ વખતે માનવને ઘેરી રહેલી વાસનાઓ અને કામનાઓ જ તેને પુનર્જીવનમાં પરિણમાવે છે—વાસનાઓ એજ પુનર્જન્મનું મૂળ છે. એટલે જો એ ભવોભવના બંધનો ફેડવાં હોય તો સંસાર—માયાનો છેદ કરો—તમારા મનમાંથી વાસનાઓને તિલાંજલી આપો......"

બુદ્ધદત્ત આગળ કહેવા જતો હતો ત્યાં પેલી યુવતીએ થરડાતા સ્વરે કહ્યું મને હવે કાંઈ નથી...પણ...પણ...મ્હારી પુત્રી...કાશ્મિરા..." તે વધુ બોલી શકતી ન્હોતી. તેની આંખોમાંથી આંસૂની પ્રબળ ધારા વહી રહી હતી. કાશ્મિરા પોતાની માતાની અંતિમ અવસ્થા નીહાળી સાલ્લાના છેડામાં મૂખ છૂપાવી ડસકાં લઈ રહી હતી. અને સર્વ કોઇને એ પરદેશી નિરાધાર યુવતીની પરિસ્થીતી જોઈ રડવું આવતું હતું.

બુદ્ધદત્તે તે યુવતિને કહ્યું—"તમારી પુત્રીની કાંઈ ચિંત્તા ન કરશો–દુનિયામાં પ્રભુ કોઇને નિરાધાર નથી રાખતો–તે કોઇનો કોઈ આધાર તો રાખે છે જ. જો આધાર ન હોત તો સમસ્ત સંસાર નિષ્ક્રિય બની કયાંય થંભી ગયો હોત–તમારી કાશ્મિરાને હમો સાચવીશું–હમો તેના જીવનનો યોગ્ય પ્રબંધ કરીશું–તેની ચિંતા ન કરશો–તમારા નિર્વાણનો હવે એક માત્ર માર્ગ છે–અને તે એ કે મનને હવે વાસનાથી મૂકત કરો–તમારા આત્માની સદગતિ શોચો—"

અને બુદ્ધદત્તે જ્યારે એમ કહ્યું કે કાશ્મિરાને અમો સાચવીશું આ શબ્દો સાંભળતાં જ તે યુવતિના મૂખ ઉપર એક પાતળી તેજ રેખા ચમકી. તેના મુખ ઉપર જાણે કોઈ આછું અગમ્ય હાસ્ય વીલસી ઉઠયું હોય તેમ બુદ્ધદત્તને લાગ્યું. તે યુવતિએ પોતાના હોઠ મહાપરાણે ઉઘાડયા અને એકદમ ધીમા તથા થરડાતા સુરે કહ્યું "હાય હવે...હું શાંતીથી મરીશ..."

અને ત્યાંતો "ઓહ!—" કરતો તેના મુખમાંથી એક કારમો સિત્કાર નીકળી ગયો–તે ખાટલામાં ઢળી પડી...તેનો શ્વાસ બંધ પડયો–દેહ–બંધનમાં જકડાયેલો આત્મા ઉડી ગયો—

માતાના મૃત્યુથી કાશ્મિરાએ હૃદયફાટ રૂદન કર્યું...તે બેહોશ થઇને ધરણી પર ઢળી પડી.

બુદ્ધદત્ત, અનંતાનંદ અને પાડોશીઓએ મળી એ પરદેશી સુંદરીની અંતિમ ક્રિયા કરી.

(૩)

જેમ જેમ સમય પસાર થાય છે તેમ તેમ મનુષ્ય પોતાના ઉપર થએલા આઘાતને ભૂલી જાય છે. કાશ્મિરાનું પણ તેમજ બન્યું વખતના વ્હેવા સાથે તે પોતાની માતાના મૃત્યુના આઘાતને ભૂલી ગઈ હતી. બુદ્ધદત્ત અને અનંતાનંદની સાથે રહીને પોતાનું જીવન તે વ્યતીત કરતી હતી.

× × × ×

મનુષ્ય ગમે તેટલો જ્ઞાની હોય, વિદ્વાન હોય, સંયમી હોય કે ચારિત્રશાળી હોય છતાંપણ કેટલીક વખત તેના પર ભયંકર અસર થઈ જાય છે–તે પોતાનો સાચો માર્ગ ભૂલી જાય છે–તે પોતાને કર્તવ્ય પન્થ ચૂકી જાય છે–તેને ભાન નથી રહેતું કે પોતે શું કરી રહ્યો હોય છે–ક્ષણીક મોહ તેને પરવશ બનાવી મૂકે છે–નશ્વર સૌન્દર્ય તેને પોતાનો શિકાર બનાવે છે–માયા તેને પોતાના પાશમાં લપટાવે છે.

પ્રાચિન સમયમાં પણ મહારૂષીઓ–મહાત્યાગી મહાત્માઓ પોતાના તપને ચૂકી ગયા હતા–પોતાનો સંયમ–માર્ગ ભૂલી ગયા હતા. સહજ સૌન્દર્યમાં લુબ્ધ બની–ક્ષણિક મોહને વશ બની. તો પછી મનુષ્યનો તો તેની આગળ શો હિસાબ ?–એકાંત અને રૂપ ભલભલા મનુષ્યને પણ ચળાવવા શક્તિમાન બને છે.

અને બુદ્ધદત્ત તથા અનંતાનંદનું પણ બન્યું તેમજ.

કાશ્મિરા એ સૌન્દર્યની પ્રતિમા હતી–તેનું મનોહર મુખડુ જાણે પૃથ્વિ ઉપર બીજો ચન્દ્ર ઉતર્યો હોય તેવું લાગતું હતું, તેના લલાટમાં સુન્દર તિલક શોભતું હતું. તેના કેશની વિખરાયેલી લટો જાણે લલાટમાં ટમકતા તારલાને ઢાંકી દેવા પ્રયત્ન કરતી નાની નાની વાદળીઓ સમ દીસતી હતી. મીન સમી તેની આંખોમાં અદ્ભૂત ચપળતા હતી. તેના ગાલ અને હોઠની રતાશ કોઈ અગમ્ય ભાવો જગાવવા પૂરતી હતી. તેની મૃગલી સમી નિર્દોષ ફાળ અને મુખ

ઉપર વીલસતું હાસ્ય એ તેનાં વશીકરણ હતાં. કામદેવની પત્ની રતી સમી કાશ્મિરાના અંગેઅંગમાંથી યૌવન ઝરતુ હતું અને કાશ્મિરાના સૌન્દર્યે બુદ્ધદત્ત તથા અનંતાનંદ લુબ્ધ થયા હતા–તેના અનુરાગી બન્યા હતા. બંનેના હૃદયમાં કાશ્મિરા પ્રત્યેનો પ્રેમ દીવસે દીવસે વધતો જતો હતો.

અને કાશ્મિરા પણ સમજી ચૂકી હતી કે બંનેના હૃદયમાં તેના માટે પ્રેમ જાગ્યો હતો–કોઈ વીશુદ્ધ સ્નેહનો જન્મ થયો હતો.

એક દિવસ બપોરનો સમય હતો. અનંતાનંદ કાંઈક કામસર બ્હાર ગયો હતો. કાશ્મિરા અંદરના ભાગમાં સુતી હતી. બુદ્ધદત્ત બ્હારની બાજુ હતો. આજે સુંદર તક સાંપડી હોવાથી બુદ્ધદત્ત અંદર ગયો. રૂપ રૂપના અંબાર સમી કાશ્મિરાના દેહ તરફ એકી ટશે જોવા લાગ્યો. તેનામાં સુષુપ્ત વાસના જાગી–તેવામાં તેની નજર કાશ્મિરાના માથા તરફ ગઈ, તેના માથાના અંબોડે ખોસેલા પુષ્પોમાંથી ગુલાબનું ફુલ નીકળી જઈ જમીન પર પડ્યું હતું તરત જ બુદ્ધદત્ત એકદમ ધીમા પગલે ગયો. અને જમીન પર પડેલા પેલા ગુલાબના ફુલને પોતાના હાથમાં લઈ લીધું પછી તેણે પોતાના હાથમાંના એ ગુલાબના ફુલની પાંખડીઓ છુટી કરી અને એક પછી એક ધીરે નિંદ્રાદેવીના ખોળે ઝૂલતી સૌન્દર્યમયી કાશ્મિરાના ગાલ પર, હોઠ ઉપર અને લલાટ પર નાંખવા માંડી. કોમળ ગુલાબ પાંખડીઓનો આછો સ્પર્શ પણ કાશ્મિરા જેવી ચંચળ અને ચપળ સુંદરીને ઉઠાડવા માટે પણ બસ હતો તે તરત જ ઝબકીને જાગી ઉઠી હોય તેમ એકદમ જાગી ઉઠી. તેની નજર પોતાની નજીક ઉભેલા બુદ્ધદત્ત ઉપર પડી. તેણે એક ક્ષણમાં પોતાની દ્રષ્ટિ ફેરવી લીધી. અને જમીન તરફ જોયું તો ગુલાબના ફુલની પાંખડીઓ ત્યાં પડી હતી. તેણે તરત જ પોતાના અંબોડે હાથ ફેરવ્યો તો ફુલ ના જોયું. પછી જમીન પર પડેલી તે પાંખડીઓ તેણે પોતાના હાથમાં લીધી અને બુદ્ધદત્ત સામું જોઈ કહ્યું "ગુલાબનું ફુલ તમારી પાસે ક્યાંથી ?—"

".જમીન પર પડયું હતું–મેં તે લીધું—"

"અને તે બિચારાની તમે આખરે આ દશા કરી?"

"મેં તો તેને જમીન ઉપરથી ઉચકી લઈ ઉચ્ચ સ્થાન પર મૂક્યું હતું—"

"પણ આમ તેની પાંખડીઓ છુટી પાડીને તેમાં તેને કેટલું દુઃખ સહન કરવું પડયું હશે—"

"યાતનાઓ અને દુઃખ તો જીવન સાથે નીર્માણ જ થયેલી હોય છે અને એ દુઃખમાંથી જ સુખનો જન્મ થાય છે."

કાશ્મિરા બુદ્ધદત્ત સામે એકી ટશે જોઈ જ રહી હતી પછી તેણે કહ્યું "તમે મને ઉંઘમાંથી કેમ જગાડી?"

"મેં ભુલ કરી."

"કેમ?"–કાશ્મિરાએ પૂછયું.

"મ્હારે તને જગાડવાની ન્હોતી—"

"તો?—"

"મ્હારે તો ત્હારા હૃદયમાં સૂતેલી ભાવનાને જગાડવાની હતી."

"શાની ભાવના?"

"જે ભાવનાથી એક જાતનું અગમ્ય દર્દ જન્મે છે—"

"તે શું?—" અણુજાણુપણાનો ડોળ બતાવતાં કાશ્મિરાએ કહ્યું.

"પ્રેમ!–કાશ્મિરા! તું મ્હારૂં હૃદય–દર્દ જાણે છે છતાં કેમ આવો પ્રશ્ન કરે છે?

કાશ્મિરા કાંઈ બોલી નહિ. તે તો જમીન તરફ જોઇને જ ઉભી રહી.

"હું સારી રીતે સમજું છું કે તું શરમાય છે. કાશ્મિરા!–શરમ–સંકોચ, ક્ષોભ એ તો પ્રેમ–માર્ગના સોપાન સમાં છે. ધીરે ધીરે પોતાની મૂળ સ્થીતી પ્રકટ થાય છે."

બુદ્ધદત્ત બોલતો હતો પરંતુ કાશ્મિરા તો એમને એમજ ઉભી

હતી. બુદ્ધદત્ત તેના પાસે ગયો અને કહ્યું "કાશ્મિરા! મ્હારા પ્રશ્નનો જવાબ નહિ આપે?—"

"શું?—" તેણે બહુ જ ધીમા અવાજે કહ્યું.

"તું મ્હને ચ્હાય છે?—ત્હારા હૃદયમાં મ્હારા માટે પ્રેમનું સ્થાન છે?—"

"પ્રેમ!—" કહેતાં કહેતાં કાશ્મિરાએ પોતાની આંખો બંધ કરી દીધી. "હું તમારા પ્રશ્નનો જવાબ આપીશ."

"ક્યારે?"

"આવતી કાલે."

અને તે આગળ બોલે ત્યાં તો બ્હારની બાજુ કોઈના પગલાંનો અવાજ સંભળાયો. તે અનંતાનંદ હતો. બુદ્ધદત્ત તરત બહાર ગયો કાશ્મિરા ફરી પાછી પોતાના હાથમાંની ફુલપાંખડીઓ સાથે ગેલ કરતાં કરતાં સૂઈ ગઈ.

(૪)

બીજે દીવસે પ્રાત:કાળે બુદ્ધદત્ત જાગ્યો તેણે પોતાની પાસેના પાથરણા ઉપર અનંતાનંદને ના જોયો. તરત જ તે અંદર ગયો તો કાશ્મિરાને ના જોઈ તેના હૃદયમાં ફાળ પડી. જરૂર કાશ્મિરા અને અનંતાનંદ મને તરછોડી ચાલ્યા ગયા. "કાશ્મિરા!—આખરે એ પણ મને છેહ દીધો—તેં મને સ્પષ્ટ કહ્યું હોત તો!..." તેના હૃદયને સખ્ત આઘાત થયો, તેણે પોતાના હૃદયને શાંત્વન આપવા પોતાની શય્યા પાસે પડેલી ધાર્મિક પુસ્તિકા હાથમાં લીધા અને ઉઘાડી. પુસ્તીકા ઉઘાડતાં જ તેમાંથી એક પત્ર જમીન ઉપર પડયો. બુદ્ધદત્તે તે લીધો અને વાંચવા માંડ્યો.

"તમારા હૃદયમાં મ્હારા માટે અનહદ રોષ જાગ્યો હશે-પરંતુ ક્ષમા કરજો. મ્હારે માટે આ રાહ લીધા સિવાય બીજો કોઈ ઉપાય ન્હોતો. તમારા પ્હેલાં મેં તેમને વચન આપી દીધું હતું—તે વાત જણાવીને તમારા હૃદયને દુ:ખી બનાવવા હું ન્હોતી ઈચ્છતી, અને

તેથી જ હું અને તમારા મિત્ર બન્ને ચાલ્યા ગયા છીએ. હવે હું તમારા મિત્રની પત્ની છું. મિત્ર-પત્ની સમો સ્નેહભાવ રાખજો.

કાશ્મિરાના વંદન.

કાશ્મિરાનો પત્ર વાંચ્યો. તેના હૃદયમાં એકાએક પરીવર્તન થયું તેનામાંથી અદ્રસ્ય થએલી ધર્મ-ભાવના ફરી પાછી જાગ્રત થઈ-વાસનાના વ્હેણુ તરફ વળેલો બુદ્ધદત્ત ફરી એક વાર મુક્તિ માર્ગના કિનારે ફર્યો.

× × × ×

ઉપરોક્ત ઘટનાને લગભગ પાંચ વર્ષનાં વ્હાણાં વીતી ગયાં હતાં બુદ્ધદત્ત એક બૌદ્ધ દેવાલયનો પુજારી બન્યો હતો. હવે તે પુજા આદી વીધીમાં જ પોતાનું જીવન વ્યતીત કરતો હતો.

એક દીવસ બુદ્ધદત્તના નામનું એક કવર આવ્યું બુદ્ધદત્તે અધીર હૃદયે તે કવર ફોડયું અને તેમાંથી પત્ર બ્હાર કાઢી વાંચવા લાગ્યો. એ પત્ર કાશ્મિરથી આવ્યો હતો. કાશ્મિરાએ મૃત્યુશય્યા પરથી તે લખ્યો હતો. તેમાં લખ્યું હતું "તમારા મિત્ર ત્રણ માસ પર પ્લેગમાં મૃત્યુ પામ્યા છે. હું પણ હવે તેમની પાછળ પ્રયાણ કરી રહી છું. પરંતુ હું જાઉં તે પ્હેલાં એક કાર્ય તમને સોંપવા મ્હારી મૃત્યુ સમયની અંતીમ ઈચ્છા છે, હું આશા રાખું છું કે ભૂતકાળના મ્હારા પગલાંનો બદલો નહિ લો...મ્હારી પુત્રી કાશ્મિરા તમને સોંપતી જાઉં છું તેને ઉછેરજો......"

એ પત્રની સાથે બીજા કોઈના અક્ષરોએ લખાએલી એક બીજી નાની ચીઠ્ઠી હતી. તેમાં લખ્યું હતું-કાશ્મિરા મરણ પામી છે. તેના કહ્યા અનુસાર તેની પુત્રીને તમારી તરફ એક માણસ મારફત મોકલી આપી છે.

થોડા દિવસ પછી કાશ્મિરાની પુત્રી પણ આવી પ્હોંચી. નાની કાશ્મિરાને જોઈને બુદ્ધદત્તને કાશ્મિરા યાદ આવી. તેનામાં તેનું જ પ્રતિબિંબ હતું એજ રૂપ-રંગ અને આકાર હતા.

સમય વીતતો ચાલ્યો પરંતુ કાશ્મિરાને બુદ્ધદત્તને ત્યાં ચેન ના પડ્યું. તેને તો કાશ્મિરનો રમ્ય પ્રદેશ યાદ આવતો હતો—કુદરતને અંકે ઝુલતાં રંગ-બેરંગી પૂષ્પોની તેને સ્મૃતિ થતી હતી. તે દિન પ્રતિદિન કૃશ બનવા લાગી તેના મૂખ ઉપરની લાલી ઉડી જવા લાગી તેને માનસિક વ્યાધી લાગુ પડયો હતો.

એક દિવસ બુદ્ધદત્તે નાની કાશ્મિરાને પૂછ્યું "કાશ્મિરા ! તને શું થાય છે ?—"

"કાંઈ નહિ. પિતાજી !—"

"તોય ?—"

"મને મ્હારા પહેલાના ઘર આગળનો ગુલાબનો છોડ યાદ આવે છે. હું રોજ એ ગુલાબના છોડ સાથે રમતી હતી અને તેનાં ગુલાબ મ્હારા માથામાં ખોસતી હતી. મને તે ગુલાબનો છોડ ઘણો જ યાદ આવે છે. શું તે ગુલાબના ફુલની યાદે તો હું દુર્બળ બનતી નહિ હોઉં ?—"

અને આખરે એક દિવસ નાની કાશ્મિરા તેની માતાની પાછળ આ ફાની દુનિયાનો ત્યાગ કરીને ચાલી ગઈ. બુદ્ધદત્તના જ ભાગ્યમાં એ કરમાયેલી કલિકાની અંતિમ ક્રિયા કરવાનું લખાયું હતું. તેણે બગિચામાં એક ખાડો ખોદયો અને તેમાં કોમલાંગી કાશ્મિરાને મૂકી ઉપર માટી નાંખી દીધી.

વસન્ત ઋતુના સન્ધ્યાકાળે, ગ્રીષ્મના પ્રભાતે અને શરદની ઉજ્વળ રાત્રીએ બુદ્ધદત્ત ત્યાંજ બેઠેલો દેખાતો હતો.

એક દિવસ વ્હેલી સવારે બુદ્ધદત્તે તે ખાડામાં એક નાનકડો છોડ ઉગેલો જોયો. ધીરે ધીરે તે છોડ વધવા લાગ્યો. અને થોડા દિવસોમાં તો તેને જણાયું કે તે છોડ ગુલાબનો હતો. સન્ધ્યા સમયે જ્યારે તે ગુલાબનો છોડ પવન હિંડોળે હિંચતો ત્યારે તેને નાની કાશ્મિરા ડોલતી હોય તેમ લાગતું હતું. તેમાં તેને કાશ્મિરા અને અનંતાનંદની છાયા દેખાતી હતી. અને આમ એ વૃદ્ધાવસ્થાએ પહોંચેલ બુદ્ધદત્ત ત્રીમુર્તી સમા ગુલાબના છોડ આગળ પોતાનું નિવાસસ્થાન બનાવી બાકીનું જીવન વીતાવી રહ્યો હતો.

# જીવનચક્ર

૧૦

સવારનો સમય હતો. ડૉ. તીમીર જેલમાં કેદીઓની શારીરીક તપાસ લઈ રહ્યા હતા. ધીરે ધીરે એક પછી એક કેદીની તપાસ કરી રીપોર્ટ લખતા. તેવામાં નં. ૧૩ ના કેદીનો વારો આવ્યો. તે ધીરે પગલે ડૉકટરની નજીક આવ્યો. આજે તેનામાં નિર્બળતા આવી ગઈ હોય તેમ

તેના મુખ ઉપરથી જ લાગતું હતું. ડોક્ટરે તેની શારીરીક તપાસ કરી તો તેમને લાગ્યું કે તે તાવથી પીડાઈ રહ્યો હતો. તરત જ તેમણે નોંધ કરી કે કેદીને હમણાં થોડો વખત તદ્દન નજીવું કામ આપવું. તથા બીજી દવાનો પણ પ્રબંધ કર્યો. અને એમ એક પછી એક કેદીઓની તપાસ કરી ડોક્ટર જેલના દરવાજા બ્હાર નીકળ્યા. બ્હારનીબાજુ તેમની મોટર ઉભી જ હતી. તેમાં તેમણે પોતાની જગ્યા લીધી. મોટર ધીરે ધીરે આગળ વધવા લાગી. મોટરની ગતિ સાથે તેમના મગજમાં વિચારોની ગતિ પણ વધવા લાગી.

"સૌન્દર્ય!–તેં ખરેખર હમારા જીવનમાં કેટલું ઝેર રેડયું છે?–રેખા મને નથી ચ્હાતી–તેને મ્હારા પ્રત્યે સહજ પણ આકર્ષણ નથી થતું–તે મ્હારી સામું જોતાં પણ તેને જાણે શરમ લાગી જતી હોય તેમ ઘૃણાસ્પદ જૂવે છે–તે મ્હારી પત્ની છે છતાં તેના હૃદયમાં મ્હારા માટે ધીક્કાર છે–તિરસ્કાર છે–કારણ...કારણ કે હું બદસુરત છું–કદરૂપો છું અને રેખા એકલી જ નહિ પરંતુ રેખા જેવી દરેક સ્ત્રીઓ મ્હારા પ્રત્યે એજ જાતની નફરતભરી દ્રષ્ટીએ જૂવે છે–રેખા! હું ડોક્ટર છું–છતાં ત્હારા આગળ હું નિર્બળ બન્યો–હઝારો માનવ–જીંદગીને મોતના મૂખમાંથી ઉગારવાનો પ્રયાસ કરનાર હું મ્હારા જીવનને બચાવી નથી શકતો–મ્હારી કદરૂપતા દૂર નથી કરી શકતો. તને રીઝવવા મેં દુનિયાની દરેક વસ્તુ, હૃદયને આલ્હાદીત બનાવતી દરેક ચીજ ત્હારી સમક્ષ રજુ કરી–તેં જે કાંઈ કહ્યું તે ત્હારે ચરણે ધર્યું પરંતુ આશાનું એક પણ કિરણ ના દેખાયું–અંધકારભર્યા માર્ગમાં તેજની એક આછી સરખી રેખા પણ ના જણાઈ તેને સ્થાને તો હરહંમેશાં નિરાશા જ વધતી ચાલી. હા! રેખા! ખરેખર! દુનિયા આપણને પતિ–પત્નિ તરીકે પીછાને છે પરંતુ..."

અને ત્યાં તો તેમનું "તિમિર ભૂવન" આવ્યું. મોટર એકદમ

અચકી. મોટરમાંથી ડોકટર નીચે ઉતર્યા અને અંદરની બાજુએ ગયા.

× × × ×

એક બાજુ ડોકટર તીમીરના હૃદયમાં કારમું મંથન ચાલી રહ્યું હતું ત્યારે બીજી બાજુ તેમની પત્નિ રેખા સોફા ઉપર આડી પડી એક સિનેમા સાપ્તાહિકનો ખાસ અંક નિહાળી રહી હતી, તેનાં એક પછી એક પાનાં ઉથલાવી રહી હતી પરંતુ જ્યારે જ્યારે આર્ટ પેપર પર દ્વિકલર અને ત્રિકલર છપાયેલ કોઈ સુંદર અભિનેતાનું ચિત્ર તે જોતી ત્યારે તે પૃષ્ટ ઘડીભર તેના હાથમાં થંભી જતું. તેના હૃદયમાંથી એક ઉંડો નિશ્વાસ નીકળતો તે બોલી ઉઠતી-" હા !-કેટલા બધા સુંદર છે આ પુરૂષો !-અને મ્હારા ભાગ્યે...બદસુરત-કદરૂપ પતિ !...હું ગમે તેટલું મનને મનાવવા ઇચ્છું છું પરંતુ મ્હારૂં મન કેમેય કરીને માનતું નથી-મ્હારૂં જીવન સળગી ગયું-મ્હારો સંસાર ઝેર થયો. માતા-પિતાએ પૈસાના લોભે લોહીનો વ્હેપાર કર્યો-મને પાંચ હજાર રૂપીએ ડોકટરને વેચી-મ્હારી અણસમજમાં તેમની સાથે લગ્ન કર્યાં-હવે તો હું કંટાળી ગઈ છું-પાંજરમાં પુરાએલી પંખીણીની જે સ્થિતી થાય તે સ્થિતી મ્હારી થઈ છે......" તે આગળ કાંઈ પણ બોલે ત્યાં તો તેના ખંડ તરફ આવતા ડોકટર તીમીરના પગલાંનો અવાજ આવ્યો. તે તરત જ સોફા ઉપર બેઠી થઈ ગઈ; અને પેલો સિનેમા અંક દૂર મૂકવા જતી હતી ત્યાં ડો. તીમીરે પ્રવેશ કર્યો.

" રેખા ! શું છે ત્હારા હાથમાં ?—"

" કાંઈ જ નહિ. સિનેમાનો ખાસ અંક છે—"

" તેં તેમાંથી કાંઈ વાંચ્યું રેખા ! "

" ના—"

" તો ?—"

" મને તો વાંચવા ઉપર કંટાળો આવે છે—"

"તો પછી તેં તે અંક લઇને શું કર્યું ?—" સહજ કટાક્ષ કરતાં ડૉ. તીમીરે કહ્યું—

"હું તો ફક્ત તે માંહેના ચિત્રો જ જોતી હતી !—"

"કોના અભીનેત્રીઓના ?—"

"ના અભીનેતાઓના—"

"કેમ અભીનેત્રીઓના ચિત્રો તને પસંદ નથી ?—"

"છે—" સહજ મોં હાવકુ રાખીને રેખાએ કહ્યું. તે જાણતી હતી કે જો તે ના કહેશે તો તેના પતિને ખોટું લાગતાં વાર નહિ લાગે."

"સમજ્યો—" ડોકટર તીમીર મનમાં જ બબડયા. અને આગળ કાંઈ પણ ના બોલતાં તેમણે ત્યાં આગળ પડેલી એક ખુરશીમાં પોતાની બેઠક લીધી.

રેખા પોતાની જગાએથી ઉઠી અને ડોકટરને સંબોધીને કહ્યું "કેમ ! ભોજન કરી લઇશું ?"

"હા—" સહજ નિરાશાયુક્ત વદને ડોકટરે કહ્યું.

અને બન્ને જણાં ભોજન કરવા બેઠાં. જમતાં જમતાં રેખાએ ડોકટરને કહ્યું "હુ આજે સુરંગાને મળવા જવાની છું તમે આવશો ?"

"ના. આજે મ્હારે કામ છે." ડોકટરે ટુંકમાં જ પતવી દીધું.

સુરંગા એ સેંટ્રલ જેલના જેલરની એકની એક લાડકી પુત્રી હતી. ડૉ. તીમીર જેલના ડોકટર હોઈ તેમને ત્યાં જેલર અને તેની પુત્રો ઘણી વખત આવતાં. અને તેને લઇને સુરંગા અને રેખા વચ્ચે સારો સ્નેહ બંધાયો હતો. રેખા તથા સુરંગા બન્ને એક બીજાને અવાર-નવાર મળતાં હતાં.

( ૨ )

અત્યારે સુરંગા બંગલાની બહારની એક બેન્ચ ઉપર બેઠી બેઠી પુસ્તક વાંચી રહી હતી. તે પુસ્તકનું નામ હતું 'ગુન્હેગાર' ૦ 'ગુન્હેગાર'

પુસ્તક વાંચવામાં તલ્લીન બનેલી સુરંગા દરવાજા આગળ મોટરનો અવાજ આવતા ધ્યાન ભંગ બની. તરત જ તેણે તે તરફ જોયું, તો રેખા તેને મળવા આવી રહી હતી.

"ઓહ ! કોણ રેખા બ્હેન !—"

"હા. કેમ સુરંગા મઝામાં તો ખરાંને ?—શું વાંચો છો ? .."

"ગુન્હેગાર ?—"

"ગુન્હેગાર !—કોણ ગુન્હેગાર નથી ?—સમાજનો પ્રત્યેક મનુષ્ય દુનિયાનો દરેક માનવ ઓછા વા વત્તા અંશે ગુન્હેગાર જ છે—"

"તમારુ કહેવું સત્ય છે. અને તે જ વસ્તુ આ પુસ્તકના લેખકે ચર્ચી છે—"

આમ સુરંગા તથા રેખા વાતો કરી રહ્યાં હતાં ત્યાં એકાએક તેમના બંગલાના દરવાજામાં એક કેદી અને બે પોલીસો દાખલ થયા. તેમણે તે કેદીને બગીચાનું કામકાજ કરવા જણાવ્યું.

રેખા અને સુરંગા તરત જ તે પોલીસ પાસે ગયાં. સુરંગાએ તેમાંના એક પોલીસને પૂછયું "કેમ આ કેદીને આપણા બગીચાનું કામકાજ સોંપાયું છે ?—"

"હા જેલર સાહેબનો હુકમ છે. તેની તબીયત બરાબર નહિ હોવાથી બગીચામાં તેણે કામ કરવું એવું ફરમાન થયું છે—"

રેખાએ એ કેદી સામે જોયું. કેદી કોઈ ઉચ્ચ કુટુંબનો હોય તેમ તેને લાગ્યું. જેલની સખ્ત યાતનાઓ અને કઠોર પરિશ્રમ છતાં તેના મૂખ ઉપરના ભાવ છૂપા રહી શકતા ન્હોતા. રેખાના હૃદયમાં તે કેદીને જોઇને કોઈ અગમ્ય ભાવ જન્મ્યા. પરંતુ બધાંની હાજરીમાં તે પૂછી પણ કેવી રીતે શકે તેમ હતું ? તેણે પોતાની ઇચ્છા પોતાના હૃદયમાં જ દાબી રાખી. પછી સુરંગા તથા રેખા વાર્તાલાપમાં ગુંથાયાં.

"સુરંગા ! કોણ જાણે મારા હૃદયમાં એવું શું થઈ જાય છે કે મને અહિંયાં આવવાનું મન થઈ જાય છે ને ઘેર કાંઈ જ ચેન

પડતું નથી-મને એમ લાગે છે કે જો આમનેઆમ વધુ સમય વીતશે તો હું મારી જિંદગી ખોઈ બેસીશ..."

"તમે ભૂલ કરો છો રેખા બેન! થોડા દિવસ મારે ત્યાં રહો તો?-હું ડૉકટર સાહેબને કહુ પછી કાંઈ?—"

"તે માનશે કે કેમ તેજ મને તો શંકા છે—"

"હું તેમને મનાવીશ. નહિ કેમ માને? તેમને અહિં આવવા દો."

"સારૂં હું જાઉં છું." કહીને રેખા ત્યાંથી ઉઠી.

રેખા ઘેર આવી. સુરંગાના બગીચામાં કામ કરવા માટે લાવેલા કેદીને જોઇને તેના હૃદયમાં કોઈ અદ્દભુત આકર્ષણુ જાગ્યું હતું-"એ કેદી કોણુ હશે?-શા માટે તેને જેલના સળીયા પાછળ પુરવામાં આવ્યો હશે?-જરૂર તે ઉંચ્ચ કુટુંબનો હોય તેમ લાગે છે. હા! પણુ તેને જોઇને મારા હૃદયમાં કોણુ જાણે કેમ એકાએક પ્રેમની લાગણી ઉદ્દભવે છે તે સમજાતું નથી. તેને જ્યારથી જોયો છે ત્યારથી મ્હારૂં હૃદય તેને ભૂલી શકતું નથી."

બીજે દીવસે ડૉ. તીમીર સુરંગાને બંગલે આવ્યા. ત્યારે સુરંગાએ કહ્યું "રેખા બ્હેનને અહિં થોડા દિવસ મોકલો તો?-તેમની તબીયત બરાબર રહેતી લાગતી નથી—"

"મ્હારી ક્યાં ના છે. તમારી સાથે ભલે રહે."

"તો આજ સાંજે તેમને જરૂર મોકલજો-તેમની સાથે રહેવું મને ઘણું ગમે છે—"

"સારૂં. જરૂર તે આવશે—" અને ડૉકટર ચાલ્યા ગયા.

સાંજના રેખા આવી. સુરંગા અને રેખા બન્ને મઝા કરવા લાગ્યાં.

× × × ×

બપોરનો સમય હતો. સુરંગા વાંચતાં વાંચતાં ઉંઘી ગઈ હતી, પરંતુ રેખાને ઉંઘ ન્હોતી આવતી. તે તરત જ બંગલાની બ્હાર

આવી. કેદી બગીચામાં કામ કરી રહ્યો હતો. તેણે કેદી તરફ જોયું. તેના હૃદયમાં ભયંકર તોફાન જાગ્યું. કોઈ અગમ્ય ભાવો તેને પીડી રહ્યા હતા. તે ધીરે પગલે કેદી તરફ જવા લાગી. રેખાની પાછળ પોતાની પીઠ હોઇને કેદી તેને જોઈ શક્યો નહિ. એકાએક રેખાના મુખમાંથી શબ્દ સર્યા " કેદી !—"

કેદીએ તેની તરફ પાછું ફેરવીને જોયું, " કોણ છો તમે ?—"

" એક સ્ત્રી—"

" એ તો આપના દેખાવ પરથી હું જોઈ શકું છું કે તમો એક સ્ત્રી છો—"

" કેદી !—"

" કહો—"

" હું એક પ્રશ્ન પૂછું ?—"

" તમે પ્રશ્ન પૂછો એ પહેલાં તમે મને જણાવશો કે આપ કોણ છો ?—નહિતર..."

" નહિતર શું ?—"

" નહિતર એક અઠવાડિયામાં છૂટનાર છું તે છૂટયા પહેલાં ફરી આ જેલનો મહેમાન બનીશ—"

" તેમ નહિ બને—પણ કેદી ત્હારી આ દશા શાથી થઈ ?—"

" એ વાત જાણવાથી તમને શું લાભ છે ?—"

" મ્હારે ત્હારી કહાની સૂણવી છે. કેદી !—"

" મ્હારી કહાનીમાં કાંઈ નથી. એટલું જ જાણી લો કે હું એક ભયંકર માનવી છું. સમાજનો એક ભયંકર ગુન્હેગાર છું—અને તેથી જ હું આજે તમારી સમક્ષ એક કેદીની હાલતમાં ઉભો છું."

" પણ ગુન્હેગાર શાથી બનવું પડયું ?—"

" હૃદય જેવી એક ચીજે મને ગુન્હેગાર બનાવ્યો—"

" હૃદયે ?—"

" હા. "

" કેવી રીતે ?–"

" એ જાણવું છે તો સાંભળો. મ્હારૂં નામ પ્રકાશ છે. મ્હારા લગ્ન બાલ્યકાળે થયા હતા. મ્હારા પીતાએ પૈસા અને પ્રતિષ્ઠા ખાતર મ્હારા લગ્ન એક પૈસાદારની પુત્રી સાથે કર્યા. તેનું નામ હતું રજનિ...હમારા એ લગ્નને થોડાં વર્ષો વીત્યાં. હું કાંઈક સમજદાર થયો. મેં મ્હારી પત્નિ રજનિને નિહાળી અને તેને જોતાં જ મ્હારૂં હૃદય મને પોકારી ઉઠયું પ્રકાશ ! ત્હારૂં જીવન રજનિ સાથે કેવી રીતે વીતાવીશ ?–તે શ્યામ છે–તેનામાં નથી કાંઈ સૌન્દર્ય કે નથી કાંઈ આકર્ષણ. ત્હારા માતા–પિતાએ ત્હારૂં જીવન સળગાવ્યું..." અને આમ મ્હારૂં હૃદય અહર્નિશ પશ્ચાતાપની આગે જલવા લાગ્યું. હું જેમ બને તેમ તેનાથી દૂર રહેવા લાગ્યો. તેને ભૂલવા મેં એક બીજો માર્ગ પણ અખત્યાર કર્યો અને તે એ કે હું શરાબી બન્યો.

હું રાતના મોડો ઘેર આવવા લાગ્યો. આથી એક રાતે તે મને શીખામણ આપવા લાગી. મ્હારાથી તેની કડવી વાતો સહન ના થઈ. હું ખૂબ જ ઉશ્કેરાઈ ગયો હતો. મ્હારા હૃદયમાં ઘણું જ ભયંકર તોફાન જાગ્યું હતું–મને એમ જ થયું કે આજે રજનિ નહિ કે હું નહિ. મેં તરત જ બારણાની પાછળ પડેલ એક લાકડી હાથમાં લીધી અને તેના માથામાં સખ્ત ફટકો માર્યો. તે લોહીલુહાણ હાલતમાં જમીન ઉપર તૂટી પડી. હું ગભરાયો અને સીધો પોલીસ ચોકીએ ગયો. મ્હારી સામે કેસ ચાલ્યો મેં ગુન્હો કબુલ્યો મને પાંચ વર્ષની સખ્ત સજા થઈ..."

" પરંતુ તમારી પત્નિનું શું થયું ? "

" તેને હોસ્પિટલમાં લઈ જવામાં આવી હતી. મ્હેં કરેલા લાકડીના સખ્ત ફટકાએ તેની આંખો ગૂમાવી દીધી હતી–તેની આંખોનું નૂર ઉડી ગયું હતું–તે આજે તો ક્યાંય રઝળતી હશે..."

"પ્રકાશ !" કહેતાં રેખા અચકી.

"શા માટે અચક્યા ?–પ્રકાશે કહ્યું.

"આપણી કહાણી સરખી છે."

"તમે પણ મારા જેવાં દુઃખી હતાં ?–"

"હતાં શું છું–" કહીને રેખાએ એક નિશ્વાસ નાખ્યો. હું મ્હારા જીવનને સુખી બનાવવા રાહ શોધું છું.

"શી રીતે ?—"

"પ્રકાશ !–એ રાહ હું થોડો ઘણો શોધી પણ શકી છું !–"

"શું ?—"

"તમને જોયા પછી અને તમારી કહાણી સુણ્યા પછી મને એમ લાગ્યું કે એ રાહે જવામાં સફળ થઈશ–પરંતુ......"

"કેમ અચક્યા ?—"

"તમે મને તેમાં તમારો સહકાર આપશો ?—"

"મ્હારો સહકાર ?–એક કેદીનો સહકાર ?–હું સમાજનો ગુન્હેગાર છું—"

"પરંતુ પછી તો આપણે બન્ને જણાં સરખાં જ સમાજનાં ગુન્હેગાર બનીશું !"

"એટલે ?—"

"હું તમારી સાથે નાસી છુટવા માંગુ છું. અઠવાડિયા પછીથી એટલે તમે છુટયા પછી આપણે અહિંથી ક્યાંય ચાલ્યા જઈશું—"

"બસ કરો. તમે અહિંથી જાવ. મને તમે ફસાવવા ઇચ્છો છો ?—" સહજ ગંભીર બની પ્રકાશે રેખાને કહ્યું.

"નહિં. હું તમને ફસાવવા નથી ઇચ્છતી–તમે નાહક મ્હને સમજવામાં ભૂલ કરો છો–મેં તમને જ્યારથી જોયા છે ત્યારથી..."

"મ્હેરબાની કરીને તમે તમારા બંગલામાં જાવ–તમને અને મને જો કોઈ વાતો કરતું જોઈ જશે તો નાહક હું ફરી પાછો વધુ

સજાનો ભોગ બનીશ-તમારે તેનું શું ?-તમે તો જેલરનાં પુત્રી છો એટલે તમોને જેલની અંદરના દુઃખોની શું ખબર !—"

પ્રકાશના મુખમાંથી 'જેલરની પુત્રી' એ શબ્દો સાંભળતાં જ રેખા હસી પડી. પ્રકાશે તેના સામું જોયું તે બોલ્યો " તમને મ્હારી વાત પર હસવું આવે છે નહિ ?-આવેજ ને ?—"

" તમારી વાત પર નહિ પરંતુ તમે મને જે રીતે સમજો છો તે બદલ મને સહ જ હસવું આવ્યું પ્રકાશ !—"

" કેમ ?"

" હું જેલરની પુત્રી નથી પરંતુ તમારી જેલના ડોકટરની પત્ની રેખા છું—"

" શું તમે ડોકટર તિમીરનાં પત્ની છો ?—બરાબર છે. તમે પણ મ્હારા જેવી દશાને પામ્યાં છો—તમારૂં આ રૂપ અને સૌન્દર્ય ક્યાં ? અને......" કેદી પ્રકાશ આગળ ના બોલ્યો.

રેખાએ પ્રકાશને સંબોધીને કહ્યું " તમે મને શું જવાબ આપો છો ?—"

" ન બને. તમે પરણેલાં છો."

" તેથી શું થયું ?-"

" કેમ શું થયું ?—પરણેલી સ્ત્રીની સાથે નાસી છુટવું એ ગુન્હો છે, વ્યભીચારનો મ્હારા ઉપર આરોપ આવે અને મ્હારે જેલમાં સડવું પડે-"

" નહિ તેમ નહિ બને."

" એ તમારી ભૂલ છે. રેખા !-તમારા પતી એક જવાબદાર ઓદ્ધા પર છે. તે ધારે તે કરી શકે તેમ છે—"

" પરંતુ હું તેમનું હૃદય જાણું છું-તેમના સ્વભાવને પીછાનું છું."

" એટલે શું તે પોતાની પત્ની બીજા સાથે નાસી જાય છતાં કાંઈ શોધ જ નહિ કરે ?—કોઈ પણ જાતનું પગલું નહિ ભરે ?-"

"પગલું ભરીને પણ શું ?—જ્યાં હૃદયનો જ સુમેળ નથી ત્યાં પગલું ભરે કે ના ભરે બધું સરખું જ છે."

"પરંતુ રેખા ! મને વિશ્વાસ નથી રહેતો—"

"મ્હારામાં વિશ્વાસ રાખો પ્રકાશ. અહિંથી કોઈ અન્ય સ્થળે ઉપડી જઈશું. આપણા દુઃખી જીવનને સુખમય બનાવીશું."

સુખી જીવન બનશે એ આશાએ રેખા અને પ્રકાશની આંખમાં કોઈ અગમ્ય ચમકારો થયો. પછી રેખાએ પ્રકાશને કહ્યું "પ્રકાશ ! બે ચાર દિવસ અહિં છું. કાલે તમને મળીશ—" એટલું કહીને તે તરત જ ચાલી ગઈ, પ્રકાશ અને રેખા છુટાં પડયાં પરંતુ કોઈ અગમ્ય વેદના સાથે બન્નેના દીલમાં દર્દ જાગ્યું હતું—

રેખા બંગલામાં આવી પરંતુ તેને ગમતુ ન્હોતું. તેનું મન ચકડોળે ચઢયું હતું છતાં પણ તે એક જાતનું આશ્વાસન તો અનુભવતી હતી કે એક અઠવાડિયા પછી તે એક કારમા બંધનમાંથી મુક્ત થનાર છે. પીંજરમાં પુરાયેલી પંખીણી પીંજરમાંથી મુક્ત બનશે—

અને એમ કરતાં દીવસો જવા લાગ્યા. રેખા પ્રકાશને છુપી રીતે મળતી. બન્ને જાણે કોઈ અનેરો આનંદ અનુભવતાં.

હવે પ્રકાશને છુટવાને ફક્ત બે જ દીવસ બાકી રહ્યા હતા. સોમવારને દીવસે પ્રકાશ છુટવાનો હતો. પાંચ પાંચ વર્ષનાં વ્હાણાં વીતે તે હવે જેલના સળિયા પાછળથી મુકત થનાર હતો.

બીજી બાજુ રેખાએ પણ પૈસા વીગેરેની પુરતી તૈયારીઓ કરી લીધી હતી.

સોમવારના દીવસે સવારના પ્રકાશ છુટયો. અગાઉથી નક્કી કર્યાં મુજબ રેખા અને પ્રકાશ સ્ટેશને મળ્યાં. અને મુંબઈ જવા ઉપડી ગયા.

ડોકટર તિમીર પોતાને બંગલે આવ્યા. રેખાને ના જોઈ. તે રેખાના ખંડમાં ગયા. એકાએક તેમની નજર ટેબલ પર પડેલા પત્ર પર પડી. ડોકટરે પત્ર ઉપાડયો. અને વાંચવા માંડયો.

"ડૉકટર !.........

પત્ર વાંચી તમારા હૃદયમાં આઘાત થશે. પરંતુ મ્હારે માટે આ કારમા બંધનમાંથી છુટયા સિવાય છુટકો ન્હોતો. હું બહુ સમયથી આ સુવર્ણ પિંજરમાંથી મૂકત થવા ઇચ્છતી હતી. તમે પણ એ વસ્તુ તો સારી રીતે સમજી શકતા હતા કે આપણા જીવનમાં ક્ષણે ક્ષણે અસંતોષ તીવ્ર બનતો જતો હતો—એ અસંતોષની જલતી આગને ઠારવા મ્હારા હૃદયમાં ભયંકર મંથન થઈ રહ્યું હતું. આખરે હું જાઉં છું-મેં મ્હારા જીવનને એક બીજા પ્રવાહમાં વહેતું મૂક્યું છે-હવે તમે મ્હારી શોધ ના કરશો......"

લી. રેખા—

ડૉકટરે પત્ર વાંચ્યો. તે બોલ્યા "રેખા ગઈ. મને કેટલાક સમયથી એ વ્હેમ હતો જ. રેખા અને મ્હારા જીવનમાં દિનપ્રતિદિન વધુને વધુ અભાવની લાગણી જન્મતી જતી હતી. મ્હારી બદસુરતીએ-મ્હારી કદરૂપતાએ રેખાએ મ્હારો ત્યાગ કર્યો. કાંઈ નહિ. તેને મ્હારે હેરાન કરવાની કાંઈ જ જરૂર નથી. તેને તેના સૌન્દર્યનો ભલે ગર્વ રહ્યો, પરંતુ એક દિવસ કુદરત એ અભિમાનનો બદલો જરૂર આપશે. મ્હારી સહૃદયતાનો છેવટે તેણે દુરૂપયોગ કર્યો..." કહેતાં કહેતાં ડૉકટર તિમીર ત્યાં આગળના પલંગ પર બેસી ગયા તેમની આંખો આંસુથી ભીંજાઈ. એ આંસુભીની આંખો સામે તેમને તેમની રેખા દૂર ભાગતી દેખાઈ.

(૩)

મુંબઈ આવેલાં પ્રકાશ અને રેખા ભુલેશ્વરના લત્તા પર પોતાને રહેવા માટે મકાન શોધી રહ્યાં હતાં.

"આ બીલ્ડીંગ સારૂં છે—" એકાએક પ્રકાશનું ધ્યાન ખેંચતાં રેખાએ કહ્યું. પ્રકાશે તે તરફ જોયું. તે બીલ્ડીંગનું નામ હતું "યશોદા બીલ્ડીંગ."

" રેખા ! બીલ્ડીંગ તો સારૂં છે પણ......"

" કેમ પણ ?........."

" આપણને તે માંહેના ખંડ ભાડે મળશે કે કેમ ?—"

" પ્રકાશ !-તમે આમ દરેક બાબતમાં શંકાશીલ કેમ બની જાઓ છો ?—"

" રેખા ! મને મ્હારા જીવનની કાંઈ જ સમજ પડતી નથી. મ્હારૂં મન કેમ અસ્વસ્થ રહ્યા કરતું હશે ?—"

" આમ તમે કહેશો તો કેમ ચાલશે ? પ્રકાશ ! આપણે પ્હેલાં રહેવા માટેની સવડ તો કરવી પડશે ને ?" કહેતી રેખા " યશોદા બીલ્ડીંગ " તરફ આગળ વધી. પ્રકાશ તેની પાછળ જવા લાગ્યો. રેખાએ ત્યાં નીચે રહેતા ભૈયાને પૂછ્યું " અહિં કોઈ રૂમ્સ ખાલી છે ?"

" છે. " કહીને તેણે રેખાથી આઘા ઉભેલા પ્રકાશ તરફ જોયું અને ભૈયાને પ્રકાશના મૂખ ઉપરના ભાવથી શંકા ગઈ. તેણે પ્રકાશને પૂછ્યું " આપ કાંઈ સગા થાવ છો ?—"

" હા. તે મ્હારા સંબંધી છે. "

" શું ?—" ભૈયાને વધુ શંકા જતાં પ્રશ્ન કર્યો. ત્યાં રેખા વચમાં જ બોલી ઉઠી " તે મ્હારા પતિ છે. "

" આપના પતિ ભલે હોય. અત્રે તમને ઓરડી મળી શકશે નહિ. "

" કારણ ? " રેખાએ સહજ મોં ગંભીર કરીને કહ્યું.

" કારણ ?-કારણ શું હોઈ શકે. મને તમારી વાત પર વિશ્વાસ નથી બેસતો. "

" કેમ ?—" રેખાએ પૂછ્યું.

" હમે તો આવા સેંકડો દાખલા નજરે નિહાળીએ છીએ. આપના કહેવા ઉપરથી તો જેને આપ તમારા પતિ કહો છો તે તમારા પતિ હોય તેમ મને લાગતું નથી. નહિતર તે આમ તમારાથી દૂર ઉભા જ ન રહેત—"

સૈયા જેવો માણસ પોતાને ખરા સ્વરૂપમાં ઓળખી ગયો તેથી પ્રકાશને ઘણું જ લાગી આવ્યું. ત્યાં તો રેખાએ કહ્યું "તે દૂર ઉભા તેથી તમે કહો છો કે તે મ્હારા પતિ નથી ?"

"તેય ખરૂ અને સાથે સાથે તેમના મોં ઉપરના ભાવ જ કહી આપે છે. બ્હેન ! ખોટું ના લગાડશો. મુંબઈ શહેરમાં આવું તો ઘણું બને છે. બ્હાર ગામથી કેટલાએ સ્ત્રી-પુરૂષો નાસી આવે છે એટલે અમે પુરતી ચોકસાઈ કર્યા વિના કોઇને હમારા બીલ્ડીંગમાં ભાડે રાખતા નથી. શેઠનો પણ સખ્ત હુકમ છે."

"તો હમોને અહિં ભાડે રૂમ્સ નહિ મળે ?—"

"ના."

આખરે રેખા બીલ્ડીંગની બ્હાર નીકળી, પ્રકાશ પણ તેની પાછળ ધીરા પગલે બ્હાર આવ્યો. રેખા સાથે નાસી છૂટયા પછી પ્રકાશના હૃદયને કોઈ અગમ્ય વેદના સંતાપી રહી હતી. તેનું હૃદય તેને કહેતું કે તેં એક ભયંકર ગુન્હો કર્યો છે—એક પરણીત નારી સાથે નાસી છૂટયો છું—તું પકડાઈશ તો ?......" તે આમ વિચારો કરતો રેખાની પાછળ ચાલતો હતો. ત્યાં રેખાએ કહ્યું "પ્રકાશ ! જો આ પ્રમાણે વર્તશો તો તમારી અને મારી દશા પુરી થશે-"

"પણ હું શું કરૂં રેખા ?"

"તમે હવે બધા વીચારો છોડી મને સુખી કરવા ઇચ્છો છો કે નહિ ?—હું મારૂં સર્વસ્વ ત્યાગી દઇને તમારી સાથે નાસી છુટી છું તેનો તો ખ્યાલ કરો—"

"તો આપણે શું કરવું ?—" સહજ ધીરભાવે પ્રકાશે કહ્યું.

"મારી ઇચ્છા છે કે આપણે મુંબઈ રહેવા કરતાં શાન્તાક્રૂઝ રહેવું એટલે આપણને કોઈ જાતની ભીતી જ ના રહે—"

"ઠીક ત્હારી જેવી ઇચ્છા, રેખા !—"

અને બન્ને જણાંએ શાન્તાક્રૂઝ રહેવાનો નિર્ણય કર્યો. તેઓ ત્યાં આવ્યા અને 'ઉમાનિવાસ' માં રહેવા લાગ્યા.

× × × ×

રેખાના ચાલ્યા જવા પછીથી ડૉ. તિમીરનું જીવન કંગાલ બન્યું હતું. તેમણે પોતાની નોકરીનું રાજીનામુ આપી દીધું હતું. અને હવે તો તે એકાંત જીવન વીતાવી રહ્યા હતા. પરંતુ એકાંત એ તો માનવ હૃદય ઉપર ભયંકર અસર કરે છે. ડૉ. તિમીરના હૃદય ઉપર પણ તેની કારમી અસર થઈ. તેમને લાગ્યું કે જો તે આમ વધુ સમય વીતાવશે તો જરૂર પાગલ બની જશે—પાગલપણાની ભાવી કલ્પનાએ ભડકેલા ડૉ. તિમીરે મુંબાઈ રહેવાનો નિર્ણય કર્યો.

અને થોડા વખતમાં તો તેમણે પોતાનો નિર્ણય અમલમાં મૂકી મુંબઈ રહેવા માંડયું.

(૪)

"પ્રકાશ! આપણું જીવન કેટલું બધું સુખી જણાય છે નહી?" દરીયા કીનારે ફરવા નીકળેલી રેખાએ પ્રકાશને ગળે પોતાનો હાથ નાંખતાં કહ્યું.

"ઘણું જ સુખી."

દૂર ક્ષીતિજમાં સુર્ય ડુબતો હતો. દરીયાનાં ઉછળતાં પાણી સુર્યના રકત પ્રકાશે રંગાયેલાં દેખાતાં હતાં.

"ચાલ રેખા! પેલા નાળીયેરના વૃક્ષ તળે બેસીએ. કેવી મધુરી લાગે છે આજની સન્ધ્યા!—" કહીને પ્રકાશ રેખાને ત્યાંથી થોડે દૂર આવેલ એક નાળીયેરના ઝાડ નીચે ખેંચી ગયો. બન્ને ત્યાં બેઠાં.

પ્રેમ, સુખ, આનંદ અને ઉલ્લાસના હિંડોળે હિંચતા માનવીઓને કયાં ખબર હોય છે કે જીવન—ચક્ર કેટલાએ પલટા લઈ રહ્યું હોય છે. તેમાં અનેક જાતના રંગો પૂરાયેલા હોય છે. અને એક પછી એક રંગ બદલાતા જ જાય છે.

પ્રકાશ અને રેખા તો અત્યારે એમજ માનતા હતા કે હવે તેમના જીવનમાં દુઃખ જેવી વસ્તુને સ્થાન જ નથી તેમને તો તેમનું જીવન સ્વર્ગ સમું ભાસતું હતું. પરંતુ વિધીના વિધાન તો હંમેશાં જૂદાં જ હોય છે.

પ્રેમી યુગલ પ્રણય-ચેષ્ટામાં ગૂંથાયું હતું. ત્યાં એકાએક પવનનું ભયંકર તોફાન જાગ્યું. એ તોફાને નાળીયેરીનું ઝાડ હાલી ઉઠયું અને એક નાળીયેર તુટીને નીચે બેઠેલા પ્રકાશના માથા ઉપર જોરથી પડયું. પ્રકાશના મગજ ઉપર સખ્ત આઘાત થયો. તેણે પોતાની આંખો મીંચી દીધી અને માથું જોરથી પકડી રાખ્યું.

"પ્રકાશ !-પ્રકાશ !-તમને સખ્ત વાગ્યું ?—"

પણ પ્રકાશ બોલી શકે એ સ્થિતીમાં જ ન્હોતો. તેને સખ્ત કળી ચઢી હતી. તે તરત જ જમીન ઉપર ઢળી પડયો. અને રેખા જમીન પર ઢળી પડેલા પ્રકાશને ગળે વળગી પડી તેણે પ્રકાશનું માથું પોતાના ખોળામાં લીધું અને માથે હાથ ફેરવવા માંડયો.

થોડીવારે પ્રકાશમાં કાંઈક ભાન આવતું હોય તેમ લાગ્યું રેખાએ તેનું માથું ઉંચું કરતાં કહ્યું "પ્રકાશ !—"

"રેખા !-રેખા !-મને માથામાં અને આંખોમાં સખ્ત દર્દ થાય છે. હા ! રેખા ! મ્હારી આંખો ભારે કેમ થઈ ગઈ છે ?—"

"શું કહ્યું ?-પ્રકાશ ! તમારી આંખોએ શું થયું ?—"

અને પ્રકાશે ધીરે ધીરે આંખોની પાંપણો ખોલી. તેણે જોવા પ્રયત્ન કર્યો પરંતુ તેને કાંઈ જ દેખાતું ન્હોતું. તે બરાડી ઉઠયો "રેખા !-રેખા !-થઈ રહ્યું ત્હારા પ્રકાશે તેની આંખોનો પ્રકાશ ગુમાવ્યો-હવે તે અંધ બન્યો—"

"શું તમે દેખી શકતા નથી ?-જુઓ હું તમારી સામે જ બેઠી છું-તમને તમ્મર આવ્યા તેથી અંધારૂં લાગતું હશે—?"

પ્રકાશે પોતાની આંખો ખેંચીને રેખાનો અવાજ જે દિશા તરફથી આવતો હતો તે તરફ જોવા માંડયું પરંતુ તે નિરર્થક ગયું.

"રેખા !-હવે તું મને અહિંથી જલદી 'ઉમા નિવાસ' માં લઈ ચાલ. તોફાન વધતું જ જાય છે. નહિતર તું અને હું બન્ને ભયંકર પરિસ્થિતિમાં આવી પડીશું."

પ્રકાશે ! પ્રકાશ ગુમાવ્યો–તે અંધ બન્યો. ઘડી પ્હેલાં સુખમાં મ્હાલતી રેખાના મુખ ઉપરથી આનંદની રેખા ઉડી ગઈ. આંખોમાં પ્રગટેલી પ્રેમ–જ્યોતને સ્થાને આંસૂની ધારાઓ વ્હેવા લાગી.

તે ઉઠી. પ્રકાશનો હાથ પકડી ઉભો કર્યો અને બન્ને જણાં 'ઉમા નિવાસ' માં ગયાં.

રેખાએ પ્રકાશની આંખો પાછળ ઘણા પૈસા ખર્ચ્યા. ઘણા ડોકટરો બદલ્યા પરંતુ તેમાં તેને સફળતા ના મળી. છેવટે ડોકટરો તરફથી તેને એવી સલાહ મળી કે પ્રકાશનો અંધાપો દૂર થશે; પરંતુ તે માટે તમારે તેને મુંબાઈ લઈ જવો પડશે.

ડોકટરોની સલાહ અનુસાર રેખા પ્રકાશને મુંબાઈ લઈ ગઈ. અને ત્યાંના જાણીતા ડોકટરને મળી સર્વ પરિસ્થીતી સમજાવી. ડોકટરે રેખાને કહ્યું " રેખા ! પ્રકાશની આંખ માટે ઓછામાં ઓછા પાંચ હજાર રૂપીઆનો ખર્ચ થશે અને તેમ છતાંય હું ચોક્કસ તો નાજ કહું કે તે દેખતો થશે. કારણ કે તેની આંખોની અંદરની બાજુએ આઘાતને લઇને ખૂબ જ ઇજા પ્હોંચેલી છે.

ડોકટરના આવા જવાબથી રેખા નિરાશ થઈ. તેને હવે શું કરવું તે ન્હોતું સમજાતું. તે ઘણી જ મુંઝાવા લાગી. પ્રકાશ અંધ બન્યા પછી તેનું મન તેના ઉપરથી ઉડી ગયું હતું. તેના પ્રત્યેનો તેનો પ્રેમ ઓછો થવા લાગ્યો હતો તે હવે કોઈપણ હિસાબે તેનો ત્યાગ કરવા ઇચ્છતી હતી. હવે તે રોજ સાંજના ચોપાટી પર ફરવા જવા લાગી.

( ૫ )

" ભાઈ એક પૈસો આપશો ?—" એક અંધ સ્ત્રીએ ચોપાટી ઉપરના પ્લેટફોર્મ પર ઉભેલ એક જણને સંબોધીને કહ્યું.

" તને હું શી રીતે પૈસો આપું ? "

" કેમ ? "

"કારણ કે ત્હારામાં બે ખામી છે-એકતો તું અંધ છે બીજું ત્હારામાં સૌન્દર્ય નથી—"

"પણ મ્હારે કયાં મ્હારા સૌન્દર્યના કે રૂપના પૈસા ઉપજાવવાના છે. ભાઈ હું તો ભીખ માંગીને જીવન ગુજારવા ઇચ્છું છું."

"ભીખ પણ આ જમાનામાં કોણ આપે તેમ છે?—એને માટે પણ પાત્ર જોવાય છે. તેની તને કયાંથી ખબર હોય!—"

"હશે. એ વાત જવા દો ભાઈ એ પાપભરી વાતો સાથે મ્હારા જેવી આંધળીને શું નિસ્બત—" કહેતી કહેતી તે આગળ વધી. "દુનીયાને સૌન્દર્ય જોઇએ છે—હા! સૌન્દર્ય! ત્હારા લીધે કેટલાએ જીવનની સત્યાનાશી વળતી હશે!—કેટલાએ ગૃહસંસાર સળગી જતા હશે!—"

અને ત્યાં તો રસ્તા પર થઇને જતા એક મવાલીએ તેના ગાલ પર ચુંટી ભરતાં કહ્યું "લે પૈસો. આજે તો તું ઘણા દીવસે દેખાઇને?"

"દૂર હટ શયતાન—" તેનો પૈસો જમીન પર ફેંકતાં તે પોતાની લાકડીના ટેકે દૂર ખસી ગઈ. પેલો શયતાન તેની તરફ અટ્ટહાસ્ય કરવા લાગ્યો.

"હજુ તું ઉભો છે પાપાત્મા!—" કહેતાં જ તે એકદમ પોતાની પાસેની લાકડી લઇને આગળ ધસી. પરંતુ પાસેના એક ઇલેકટ્રીકના થાંભલા સાથે અથડાઈ. તેના કપાળમાં સખ્ત વાગ્યું અને લોહીલુહાણ હાલતમાં જમીન ઉપર તુટી પડી. પેલો બદમાશ ત્યાંથી નાશી ગયો. જ્યાં તે અંધ સ્ત્રી પડી હતી ત્યાં એક મોટર આવીને ઉભી. તેમાં બેઠેલા ડોકટર તિમીરની નજર તેના ઉપર પડી. તરતજ તેમણે મોટરની અંદરની સીટ નીચેથી લુગડાનો કકડો કાઢયો અને તે અંધ સ્ત્રીના કપાળે પાટો બાંધી દીધો. તેને સહજ ભાન આવ્યું તે બોલી "કોણ છો તમે?—મને શા માટે હેરાન કરો છો? શું તમારે મને ઉપાડી જવી છે?—દૂર ખસ શયતાન!—કહીને તે એકદમ ઉભી થવા લાગી ડોકટર તિમીર તેની પરિસ્થિતિ સારી રીતે સમજી

મુકયા હતા. તરત જ તેમણે કહ્યું "બાઈ તું ગભરાય છે શા માટે હું કોઈ બદમાસ માણસ નથી પરંતુ હું પણ તારા જેવો જ એક દુઃખી મનુષ્ય છું."

"શું તમે દુઃખી છો ?—"

"હા."

"પ્રભુ તમને સુખી બનાવશે–નિરાશ ના થશો–હં. પણ મને માફ કરજો. મેં તમને ખરાબ શબ્દો કહી નાંખ્યા હતા. એક બદમાશ મ્હારી મશ્કરી કરવા આવ્યો હતો. હું તેને લાકડીવતી મારવા ગઈ ત્યાં મ્હારી આ દશા થઈ.

"બાઈ!—"

"હાં."

"તું એક કામ કરીશ ?—"

"શું ?—"

"મ્હારી સાથે ચાલ. ત્હારે માટે આ સ્થાન યોગ્ય નથી."

"એમ શા ઉપરથી તમે કહો છો ?"

"ભલે તું અંધ હો પરંતુ ત્હારી વાત ઉપરથી અને ત્હારા સ્વભાવ ઉપરથી તો મને તું કોઈ ખાનદાન સ્ત્રી હોય તેમ લાગે છે."

"એ વાત જવા દો—"

"કેમ ?—"

"મ્હારો ભુતકાળ યાદ ન કરાવશો."

"તને દુઃખ થાય છે ?—"

"હા એ દુઃખ અસહ્ય છે—"

"તો તું મને કાંઈ જ નહી કહે..."

"કોઈક વખત કહીશ..." કહેતાં કહેતાં તે ગળગળી બની.

"ભલે પરંતુ અત્યારે તું મારી સાથે ચાલ." કહીને ડૉ. તિમીરે

તે અંધ સ્ત્રીને પોતાની મોટરમાં બેસાડી અને મોટરને બંગલા તરફ હંકારી મુકી.

(૬)

રેખા હવે પ્રકાશથી ખૂબ જ કંટાળી ગઇ હતી. આજે તેણે મન સાથે નિશ્ચય કરી લીધો હતો કે પ્રકાશને ગમે ત્યાં રસ્તા પર મૂકી દેવો. અને એમ કરીને પોતાના જીવનમાં નડતરરૂપ થઈ પડેલા કંટકને દૂર કરવો–તેણે પ્રકાશને કહ્યું "પ્રકાશ! બ્હાર આવવું છે?–"

"ક્યાં?—"

"ફરવા—"

"ચાલ રેખા. હું પણ ઘણા દીવસથી આ અંધીયાર જીવનમાં ગૂંગળાઈ ગયો છું. મને પણ એમ થાય છે કે ક્યાંક ફરવા જઇએ."

અને રેખા તથા પ્રકાશ બન્ને બ્હાર ફરવા નીકળ્યાં. તેઓ ફરતાં ફરતાં દૂર દૂર નીકળી ગયાં. રેખા પ્રકાશને દોરતી આગળ ચાલે જ જતી હતી. પ્રકાશ ખૂશ થયો હતો કે રેખા કેટલી બધી સારી સ્ત્રી હતી કે પોતે અંધ બન્યો હતો છતાં પણ તેને પોષી રહી હતી, અને આજે ફરવા પણ તે પોતે દોરીને લઈ જતી હતી.

જ્યારે રેખા પણ મનમાં હસી રહી હતી કે આજે પોતે એક બલા ઓછી કરી રહી હતી. તેને પ્રકાશ ભાર રૂપી બન્યો હતો. એ સૌન્દર્યની પૂજારણને તો ખુબસુરત માનવીની જરૂર હતી.

રેખાએ જોયું કે તેઓ બહુ જ દૂર નીકળી ગયાં હતાં. પ્રકાશને ત્યાંજ મૂકવો ઠીક થઈ પડશે. તે આશાએ સડકની એક કિનારે પ્રકાશને ઉભો રાખીને રેખાએ કહ્યું "પ્રકાશ!–અહિં ઉભા રહો હું સામે જઇને આવું છું—" કહીને રેખા પ્રકાશને મૂકીને ત્યાંથી ચાલી. તે થોડાંક પગલાં આગળ વધી. તેના અંતરમાં એક ઉંડી વેદના જાગી તેનું હૃદય પોકારી ઉઠયું "રેખા! તું એક નિઃસહાય

બનેલાને દગો દઈ નથી રહી ?–સંસારના ક્ષણિક ભોગના ઉપભોગ ખાતર તું તેની સાથે આ ભયંકર વિશ્વાસઘાત નથી ખેલી રહી ? તેનો તો સર્વનાશ પ્રથમથી જ થઈ ચૂકયો હતો. તેનું જીવન તો બરબાદ થઈ ચૂકયું જ હતું પરંતુ તે બરબાદી કરતાં તે અત્યારે જુદી દશા ઉપર હતો. તે સમયે તેના અંતરચક્ષુ ઉપર અંધારાં છવાયેલાં હતાં અને હવે તો...તેના બાહ્ય ચક્ષુઓએ પણ તેજ ખોયાં હતાં. હવે તેને જગતમાં કોનો આશરો છે રેખા..."

રેખા ત્યાં જ થંભી ગઈ. એક પળમાં તેના હૃદયમાં અનેક વિચારો ઉદ્‌ભવી ગયા અને ત્યાં તો બીજી જ ક્ષણે તેના મનમાં બીજી જ કલ્પનાઓનો જન્મ થયો " પ્રકાશ અંધ બન્યો તેમા હું શું કરૂં ?–મેં તો તેનાં તેજ હરી નથી લીધાં ને ?–કુદરતે તેને અંધ બનાવ્યો. તો પછી મ્હારે પણ તેની સાથે દુઃખમય જીવન વીતાવવું ? સંસારના સુખથી–આનંદથી-મ્હારે શા માટે વંચીત રહેવું ? કુદરતે સૌન્દર્ય આપ્યું છે તો તે સૌન્દર્યને વ્યર્થ શા માટે વેડફાઈ જવા દેવું ?–તેની સાથે દુઃખદ બંધનમાં શા માટે જકડાઈ રહેવું ? એક સુવર્ણ પીંજરમાં તો હું પૂરાયેલી હતી જ–તેમાંથી હું મૂકિત મેળવી તેની સહ નીકળી તો મ્હારે માટે બીજું પીંજર સર્જાયું. પરંતુ મૂક્ત હવામાં વિચરવા ઇચ્છતી પંખિણી તેમાં હવે શા માટે પૂરાયેલી રહે ?–હવે તો તેની સમક્ષ તેનું ભાગ્ય ખડું છે. મ્હારી પાસે મ્હારૂં ભાગ્ય ઉભું છે...બન્નેને માટે માર્ગ ખુલ્લા છે–હું મ્હારા રસ્તે અને તે તેના રસ્તે..."

ખરેખર ! માનવજાત સ્વાર્થ આગળ, પોતાના હીત આગળ બીજાનું સારૂં કે નરશું જોવાને સહજ પણ દરકાર કરતી નથી. અને તેથી જ આજે આપણે સંસારમાં દગો ફટકો પ્રપંચ ફરેબ–આપઘાત, લુંટ અને ખૂનના કિસ્સાઓની ભયાનક કહાણીઓ વાંચીએ છીએ, અને સાંભળીએ છીએ. રેખાએ સહજ પણ વિચાર

ન કર્યો કે અંધ પ્રકાશને હવે કોણુ દોરશે ?–કોને સહારે એ પોતાનું જીવન વીતાવશે ?...પરંતુ એમાં રેખાનો પણુ દોષ શું ?–એમાં વાંક પ્રકાશના ભાગ્યનો જ છે ને...જેવી એણે પોતાની ગરીબ અને શુશિલ પત્નિને લાકડીના ફટકે અંધ બનાવી તેવી જ રીતે કુદરતે તેની આંખોનો પ્રકાશ નારીયેરીના ઝાડ નીચે હરી લીધો. અનંત આશાઓમાં રાચતા–આનંદ અને ઉલ્લાસના હિંડોળે હિંચતા માનવને ક્યાં ખબર હોય છે કે તેનું જીવનચક્ર કઈ તરફ ફરી રહ્યું હોય છે.

લાંબા સમય સુધી રેખાની પ્રતિક્ષા કરતો પ્રકાશ રેખા પાછી ના આવતાં વિચારમાં પડયો. રેખા કેમ પાછી ના આવી ? શું તેને કાંઈ થયું હશે ?–હા ! તે ક્યાંય ફસાઈ તો નહિ હોય ને ?–હમણાં આવવાનું કહીને તે કઈ તરફ ગઈ હશે ?...કદાચ તે અહિં આટલામાં હશે, લાવ હું તેને બૂમ પાડી જોઉં કહીને તેણે " રેખા ! રેખા !..." કહીને બૂમો મારી પરંતુ તેનો જવાબ ના આવ્યો. પ્રકાશના હૃદયને થયું કે કોઇને પુછું–પરંતુ ત્યાં એ પુછે પણુ કોને ?–તે તો એવે રસ્તે હતો કે જ્યાં તેને કોઈ જવાબ પણુ આપે તેમ ન્હોતું–એ રસ્તો તદ્દન નિર્જન હતો ત્યાં તો કોક રડયું–ખડયું માણુસ એ રસ્તે આવતું. પ્રકાશ રેખાના નામનો પોકાર કરતો હતો અને આગળ ચાલતો હતો પરંતુ તેનો એ પોકાર દૂર દૂર ઉડી જતો હતો.

અને હવે તો ધીમે ધીમે અવની પર ગાઢ અંધારાં ઉતરી રહ્યાં હતાં એ અંધકાર ભર્યા નિર્જન અને એકાંત માર્ગે અંધ પ્રકાશ ધીમે ધીમે આગળ વધતો હતો—ત્યાં એકાએક તે પાસેના એક ઝાડ સાથે જોરથી અફળાયો. તેના માથામાં સખ્ત વાગ્યું. અને લોહીલુહાણુ હાલતમાં તે જમીન ઉપર ઢળી પડયો તેના મૂખમાંથી એક તીણી ચીસ નીકળી ગઈ " હાય ! રેખા !..."

અને તેની એ તીણી ચીસ અંધારી રાત્રી અને અનંત શાંતિને ભેદીને દૂર દૂર અંતરીક્ષમાં ઉડી ગઈ.

( ૭ )

" ત્હારૂ નામ મને કહીશ ?—" ડોક્ટર તિમીરે અંધ સ્રીના કપાળનો ઘાવ ધોતાં કહ્યું.

" મ્હારૂં નામ રજનિ છે—"

" રજનિ ?—"

" હા કહેતાં રજનિએ એક નિસાસો નાંખ્યો."

" કેમ નિસાસો નાંખે છે રજનિ !..."

" મ્હારૂં જીવન જ એક દીર્ઘ નિસાસા સમું છે—"

" તું ઘણી જ દુઃખી બની ગયેલી લાગે છે રજનિ. હં. પણ તું જન્મથી જ અંધ હતી ?"

" ના—"

" તો ?—"

" કાંઈ જ નહિ. "

" કેમ ?—"

" મને એ વાત ના પૂછશો–"

" શાથી ?–"

" એમાં મને એક દુઃખ થાય છે. "

" શું ?—"

" તે વાત કહેવામાં મ્હારા પતિની–મ્હારા પ્રભુની બદનામી છે–"

" રજનિ ! ત્હારો પતિ જીવે છે ?-"

" તેની મને અત્યારે ખબર નથી. પરંતુ મ્હારૂં હૃદય મને પોકારીને કહે છે કે તે જીવે છે—"

" તેનું નામ ?"

" ક્યા મૂખે કહું ?—"

" કેમ ?—"

" હું હિન્દુ સ્રી છું. "

"હું ભૂલ્યો. રજનિ—"

"તું ભણેલી તો છે ને?"

"હા."

"લે આ કોરા કાગળ ઉપર ત્હારા પતિનું નામ લખ." કહી ડૉક્ટરે પાસેના ટેબલ ઉપરથી એક કોરો કાગળ લીધો અને તેના હાથમાં પેન્સીલ આપી. રજનિએ તે કાગળ પર પેન્સીલ વડે ત્રણ અક્ષર લખ્યા. અને એ અક્ષરો વાંચતાં જ ડૉક્ટર તિમીર ચમક્યા હોય તેવો ભાવ તેમના મુખ ઉપર તરવરવા લાગ્યો. એ ત્રણ અક્ષરોનું નામ હતું પ્રકાશ.

"પ્રકાશ!—" ડૉક્ટરના મુખમાંથી એકાએક ઉદ્‌ગાર સર્યો.

"હા. એજ નામ. દેવતા સમા માનવ! તમે કહો છો તેજ નામ તેમનું હતું."

"મેં આ નામ ક્યાંક સાંભળ્યું છે મને કાંઈક પ્રકાશની ઝાંખી થાય છે-રજનિ—"

"કહો-તમે એ નામ ક્યાં સાંભળ્યું હતું ડૉક્ટર?—"

ડૉક્ટર તિમીરે રજનિને કાંઈ પ્રત્યુત્તર ના આપ્યો. તે મૌન રહ્યા—ઉંડા વિચારમાં ગરકાવ થઈ ગયા.

ડૉક્ટરની મૌનતાએ રજનિની આતુરતા વધવા પામી. "ડૉક્ટર ડૉક્ટર! તમે કેમ બોલતા નથી?—તમે કેમ મારા પ્રશ્નનો જવાબ આપતા નથી?—શું તેમણે તમારૂં પણ કાંઈ બગાડ્યું છે?—"

"ડૉક્ટર તો વિચારમાં જ હતા. રજનિના પ્રશ્નો તેમના બ્હેરા કાન પર અથડાતા હોય તેમ અથડાઈ રહ્યા હતા.

"ડૉક્ટર! તમને શું થયું?-મને કેમ કાંઈ જવાબ નથી દેતા ડૉક્ટર!—તમે ચુપ કેમ ઉભા છો?..." કહીને પાસે ઉભેલા ડૉક્ટરને પોતાના બન્ને હાથવતી ઢંઢોળતાં રજનિએ કહ્યું. ડૉક્ટર જાણે કોઈ ગાઢ નિદ્રામાંથી જાગૃત થયા હોય તેમ કહ્યું "રજનિ!—"

"ડૉક્ટર! તમે કેમ બોલતા ન્હોતા? શું તમને મારા પર

કાંઈ ખોટું લાગ્યું હતું ?–માફ કરજો. મ્હારાથી કાંઈ ક્ષતી થઈ હોય તો ક્ષમા કરજો. ડોક્ટર હું અંધ છું. હું તમને નથી દેખી શકતી–પરંતુ તમે ભલા છો–મમતાભર્યા હૃદયવાળા છો–તમે મારી અધારતા જોતા હતા ડોક્ટર ?..." રડતા હૃદયે રજનિએ ડોક્ટરને કહ્યું.

"રજનિ તું એક નિર્દોષ નારી છું. ત્હારે ક્ષમા શાની માંગવાની હોય ? ક્ષમા તો તેણે ત્હારી પાસ માંગવાની રહી જેણે ત્હારી આ દશા કરી છે !—"

"પરંતુ મ્હારા એક પ્રશ્નનો જવાબ તમે ના આપ્યો ડોક્ટર ?"

"શું ?—"

"તમે તેમનું નામ ક્યાં સાંભળ્યું હતું ?–તમે તેમને જોયા હતા ખરા ?—"

"મને અત્યારે કાંઈ નથી સમજ પડતી રજનિ ! એ નામની મને આછી યાદ જરૂર આવે છે. જાણે મ્હારૂં હૃદય મને કહી રહ્યું છે કે મેં તેને પણ ક્યાંક જોયેલ છે—"

"ક્યાં ?—"

"એજ ગમ નથી પડતી."

થોડીકવાર સુધી બન્ને ચુપ રહ્યાં. ડોક્ટરે રજનિના કપાળ પરના ઘાવમાં દવા નાંખી પાટો બાંધી દીધો. પછી કહ્યું "રજનિ ! ત્હારી આ દશા પ્રકાશે કરી ?—"

"નહિ. મ્હારા ભાગ્યે."

"તું મ્હારી આગળ સાચી વાત કેમ છૂપાવે છે. રજનિ ત્હારા પતિની વાત મ્હારી સમક્ષ રજુ કરીશ તેમાં તેની બદનામી થવાની નથી. હું તો તેમાં ત્હારા જીવનનું મંગળ જોઉં છું—"

"શું કહો છો ડોક્ટર !—"

"હું સાચું જ કહું છું રજનિ !—"

"શું તમે મ્હારૂ મંગળ ભાવિ નિરખો છો ?—"

"હા રજનિ !—"

"શા રીતે ?—"

"એ તો જ્યાં સુધી તું ત્હારી આ અંધતાનું કારણ મને નહિ કહે ત્યાં સુધી શી રીતે કહી શકું ?—"

"ડૉકટર ! તમે ઘણા પક્કા છો—"

"કેમ ?–"

"મ્હારા હૃદયની વાત તમારે જાણવી છે એટલે નવી યુક્તિ રચી ને ?–"

"ત્હારો ભ્રમ છે. હું જે કહું છું તે સાચું જ કહું છું."

જ્યારે તમારી આટલી બધી આતુરતા છે તો કહું છું ડૉકટર..." કહીને રજનિએ પોતાની કથા ડૉકટરને કહેવા માંડી.

"હું એક શ્રીમંતની પુત્રી હતી. મ્હારા પિતાએ બાલ્યકાળે મ્હારા લગ્ન તેમની સાથે કર્યાં હતાં. મ્હારા લગ્ન બાદ મ્હારા માતા-પિતા મૃત્યુ પામ્યા. તેમનું કુટુંબ ગરીબ હતું. અને તેથી જ હું શ્યામ હતી છતાં તેમનાં લગ્ન મ્હારી સાથે કર્યાં હતાં. પરંતુ જ્યારે હમે યોગ્ય ઉંમરે પહોંચ્યા ત્યારે હમારા જીવનમાં ભયંકર તોફાન જાગ્યું હતું હું શ્યામ હતી તે તેમના હૃદયને ખુંચવા લાગ્યું. તેમણે ધીરે ધીરે મ્હારી સાથે બોલવાનું પણ બંધ કરી દીધું. તેમના મિત્રોએ મ્હારા તથા તેમના જીવનને વધુ સળગાવ્યું તેમને દારૂના પંથે ચઢાવ્યા અને હા ! મ્હારા કમભાગ્યે એ શરાબી બન્યા...

અને એક દિવસ એ ખુબ શરાબ પીને આવ્યા. મેં તેમને શરાબ ન પીવા સમજાવવા પ્રયત્ન કર્યો. પરંતુ મ્હારી શીખામણે તેમનો રોષ ભયંકર બન્યો. તે પોતાનું ભાન ભુલ્યા અને મગજ પરનો અંકુશ ગુમાવી હમારા ખંડમાં પડેલી એક લાકડી ઉપાડી મ્હારા માથા ઉપર સખત ફટકો માર્યો. તેનું પરીણામ એ આવ્યું કે હું બેભાન થઈ જમીન પર તુટી પડી અને આંખોના અંદરના

ભાગને સખત ઈજા થતાં હું મારી આંખો ગુમાવી બેઠી..." કહીને તેણે ફરી એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો...

"પછી ત્હારા પતિનું શું થયું ?..." એકદમ વચ્ચે જ ડૉકટરે રજનિની પીઠ પર પોતાનો હાથ ફેરવતાં કહ્યું.

"પછી ?...હા ! પછી તો મેં એમ જાણ્યું કે, હું જમીન પર તુટી પડી એટલે તે ગભરાઇને પોલીસ ચોકીએ દોડી ગયા અને પોતે ગુન્હેગાર છે એમ જાહેર કર્યું. મને કોર્ટના કામકાજની ખબર ન્હોતી એટલે તેમનો બચાવ કરવા ઘણો પ્રયત્ન કરતી પરંતુ સાચું બોલાઈ જતું, ડૉકટરની જુબાની પરથી તેમના ગુન્હાને ગંભીર ગણવામાં આવ્યો પરંતુ પ્રથમ ગુન્હો હોઈ તેમજ ઉચ્ચ કુટુંબના હોઈ તેમને પાંચ વર્ષની સખ્ત કેદની સજા ફરમાવવામાં આવી હાય !......" કહેતાં કહેતાં રજનિનું મગજ ભમવા લાગ્યું તે બોલી ઉઠી "ડૉકટર !–ડૉકટર !–મ્હારૂં મગજ ભમે છે. મ્હારૂં શું થશે ડૉકટર ?–"

"રજનિ ! ગભરાઈશ નહિ. મેં ત્હારા પતિને હવે બરાબર પીછાન્યો."

"તમે તેને ક્યાંથી ઓળખો ?"

"રજનિ ! હું જેલનો ડૉકટર હતા તેની તબીયત બરાબર ન્હોતી તેથી મેંજ તેને બગીચાનું કામ સોંપાવ્યું હતું–"

"શું તે માંદા હતા ?–"

"હા છેલ્લા થોડા દિવસથી તે માંદો હતો. રજનિ !..."

"તો હવે તે મને મળશે ?..."

"પણ તે તો ત્યાંથી ક્યારનોએ છુટી ગયો છે."

"હા ! હવે તેમનો અને મ્હારો મેળાપ શી રીતે થશે ?–તે મને ક્યાં મળશે ?–"

"તું ગભરાઈશ નહિ રજનિ ! હું તેને શોધી કાઢીશ. તે તને

જરૂર મળશે-તું ધૈર્ય ધર. મ્હારૂં હૃદય પણ કહે છે તમે બન્ને ફરી એક વાર પાછા મળશો-"

"પણ ડોક્ટર !-પ્હેલાં એ મ્હને ન્હોતા ચ્હાતા કારણ કે હું શ્યામ હતી. પરંતુ આજે તો હું શ્યામ અને અંધ બન્ને છું...તે મ્હારા સામું પણ નહિ જુવે-"

"રજનિ ! તું વધુ સમય હવે અંધ નહિ રહે-"

"શું હું દેખતી થઈશ ?-ડોક્ટર ! શું મને મ્હારી આંખો પાછી મળશે ?-" એકદમ આશ્ચર્ય સહ રજનિ બોલી ઉઠી.

"મળશે રજનિ ! પ્રભુ પર ભરૂસો રાખ. ત્હારી આંખોનાં તેજ પાછાં લાવવા હું મ્હારાથી બનતા તમામ પ્રયત્નો કરીશ. તું દેખતી થઈશ કારણ કે તું જન્મથી અંધ નથી માટે..." ડોકટરે રજનિનો હાથ પોતાના હાથમાં લીધો અને તેના પલંગ તરફ દોરી ગયા અને કહ્યું રજનિ ! તું સુઈ જા. ત્હારા માથાની અંદર ઈજા વધુ થએલી છે તને કાંઈ આરામ મળે. રજનિ પલંગમાં આડી પડી. ડોકટર પાસેની એક ખુરશીમાં બેઠા અને વિચારવા લાગ્યા "રજનિ અને મ્હારા જીવનમાં ફરક શું છે ?...તેના પતિએ તેનામાં કદરૂપતા જોઈ અને મ્હારી પત્નિએ મ્હારામાં એજ કદરૂપતા નિહાળી. બન્ને એક જ વસ્તુના ચાહક હતા અને તે સૌન્દર્ય, તેના પતિએ ભયંકર માર્ગ અખત્યાર કર્યો. બંનેએ એક બીજાનાં જીવન સળગાવ્યાં છે. હા ! દુનીયા સૌન્દર્યના ઝેરને કયાં પીછાને છે ?-"

આમ ડોકટર તિમાર વીચાર કરતા હતા ત્યાં તેમના હૃદયમાં વીચાર આવ્યો તેમને થયું કે લાવ ડોકટર દીનાનાથને મલી આવું. અને સીવીલ હોસ્પીટલમાં રજનિની આંખો માટે પ્રબંધ કરૂં.

પછી તે ખુરશીમાંથી ઉભા થયા. રજનિની તરફ જોયું તો તે ઉંઘતી હોય તેમ તેમને લાગ્યું, પછી તે કોટ-ટોપી પ્હેરીને ડોકટર દીનાનાથને મલવા નીકળ્યા.

(૮)

સાંજનો સમય હતો. ચોપાટીના કિનારા પરની એક બેન્ચ પર રેખા બેઠી હતી. તે દરિયાનાં ઉછળતાં મોજાં તરફ જોઈ રહી હતી તેવામાં તેની નજર પોતાનાથી થોડેક દૂર દરિયાના કિનારે ઉભેલા એક યુવક ઉપર પડી. તે યુવકને નિહાળતાં જ રેખાને તેના પ્રત્યે વ્હેમ ગયો. તે એકદમ ઉભી થઈ અને ધીરા પગલે ત્યાં ગઈ તો તેને જણાયું કે તે યુવક આપઘાત કરવાની તૈયારીમાં હતો. તે જેવો દરિયાના પાણીમાં કુદી પડવા તૈયાર થયો કે રેખાએ એકદમ તેને અટકાવ્યો. તે યુવક રેખાને જોઈને એકદમ વિચારમાં પડી ગયો. રેખાએ તેને પૂછ્યું "આમ આપઘાત કરી જીવનનો અંત આણવાનું કાંઈ કારણ ?"

"મ્હારા જીવનમાં મળતી નિરાશાએ મને આ પંથે દોર્યો છે."

"નિરાશા !–એ તો માનવ–જીવનમાં ક્ષણે ક્ષણે ઉદ્‌ભવતી હોય છે. પરંતુ તેથી હતાશ થવાનું શું પ્રયોજન ?—"

"પરંતુ મ્હારે માટે આ સિવાય કોઈ રાહ ન્હોતો. હું તો મ્હારી ગરીબીથી ઘણો જ કંટાળી ગયો હતો. બેકારીએ મ્હારા જીવનને ગુંગળાવી નાંખ્યું–હું નોકરી માટે શહેરને એકેએક લત્તે ફર્યો–એકેએક ઓફીસે અને પેઢીએ રઝળ્યો–એકેએક મીલ અને કારખાનામાં ઘૂમ્યો–એકેએક શેઠીઆના બંગલાઓ અને ભવ્ય મ્હેલાતોમાં જઈ આજીજી કરી ચૂકયો પરંતુ કોઈએ એક આશ્વાસનનો શબ્દ સરખો ના ઉચ્ચાર્યો કોઈએ મ્હારા તરફ રજ પણ સહાનુભૂતિ કે હમદર્દી ન દર્શાવી. દરેક તરફથી એક જ જવાબ મળ્યો "નોકરી નથી—"

અને છેલ્લા એક અઠવાડિઆથી તો હું મ્હારી ભૂખની જ્વાલા પણ શાંત કરી શકતો નથી. તમે જ કહો કે મનુષ્ય આવી મુશ્કેલીઓમાં પોતાનું જીવન કયાં સુધી ટકાવી શકે ?......"

તે યુવકની વાત સાંભળી રેખાનું હૃદય દ્રવ્યું. તેના મનમાં એક

કલ્પના જાગી. "રેખા !—તું એક યુવકની શોધમાં હતી. તે યુવક અનાયાસે કુદરતે જ તને મેળવી આપ્યો છે. ત્હારે આ તક શા માટે ગુમાવવી. વળી તે આર્થિક સ્થિતીએ દુઃખી છે જ્યારે તું જીવન—સાથી સુની છું..." થોડોક વિચાર કરી તેણે કહ્યું "તમારૂં નામ ?—"

"મ્હારૂં નામ જ્યોતિન્દ્ર—" અને જ્યોતિન્દ્રે રેખાના સામું જોયું. રેખાએ પોતાના હોઠ દાંત વડે દબાવ્યા પછી જ્યોતિન્દ્રને કહ્યું "તમે એક કામ કરશો ?—"

"શું ?—" એક અણજાણ યુવતિને આવી રીતે પોતાને પ્રશ્ન કરતી જોઇને જ્યોતિન્દ્રે પૂછ્યું.

"મ્હારી સાથે આવશો ?—"

"ક્યાં ?—"

"મ્હારા રહેઠાણે."

"શા માટે ?"

"એ તો તમને પછી સમજાશે."

"ના. તે અશક્ય છે."

"કારણ ?"

"કારણ કે હું એક અણજાણ યુવક છું. તમારે ત્યાં આવી તમને શા માટે વિચિત્ર પરિસ્થીતીમાં મ્હારે મૂકવા ?"

"તમારો ભ્રમ છે જ્યોતિન્દ્ર."

"કેમ ?"

"તેમાં આપણાં બન્નેનું શ્રેય સમાયેલું છે—હું તો તમારા જેવા એક સાથીની જ શોધમાં હતી. પ્રભુએ મને મ્હારો જીવન—સાથી મેળવી આપ્યો." કહી જ્યોતિન્દ્રનો હાથ પોતાના હાથમાં લીધો અને બન્ને ચાલતાં ચાલતાં મકાને આવ્યાં.

× × × ×

ડૉ. તિમીરના કહેવાનુસાર ડૉ. દિનાનાથે રજનિની આંખો તપાસી. અને પછી સીવીલ હોસ્પિટલમાં ખસેડી ત્યાં તેની આંખોની સારવાર શરૂ કરી ડૉ. દીનાનાથે જણાવ્યું કે રજનિની આંખો હતી તેવી થશે. કોઈ જાતનો વાંધો નહિ આવે. લગભગ એક અઠવાડિયું થશે.

ડૉ. તિમીર રજનિની રોજ ખબર કાઢતા હતા. તેમના હૃદયમાં તે યુવતિ વિષે કુદરતી સ્નેહ જાગ્યો હતો.

"આજે સાંજે ત્હારી આંખો પરનો પાટો ખુલશે રજનિ—"

"હા ડૉકટર ફરી પાછી હું દેખતી થશ-મ્હારી આંખો આજેઈ મને પુનઃ મળશે. હું તમારો ઉપકાર જીવનભર નહિ ભુલું. તમે મનુષ્ય નહિ પણ દેવતા છો..." રજનિના મૂખ ઉપર એક આનંદની રેખા ચમકી ઉઠી. ડૉ. તિમીરનું હૃદય હર્ષથી પ્રફુલ્લીત બન્યું.

"સાંજનો સમય હતો. અત્યારે રજનિની આંખો પરનો પાટો ખોલવાનો હતો. ડૉ. દીનાનાથ, ડૉ. તિમીર તથા બે નર્સો વીગેરે હાજર હતા. ડૉ. દીનાનાથે એક નર્સને રજનિને બેઠી કરવા જણાવ્યું નર્સે તેને બેઠી કરી. પછી ડૉ. દીનાનાથે રજનિની આંખ પરનો પાટો છોડવા માંડયો. જેમ જેમ પાટો છુટતો જતો હતો તેમ તેમ રજનિના હૃદયમાં કંઈ અનેરો ઉત્સાહ પ્રગટી રહ્યો હતો.

પાટો પુરો છુટી ગયો. રજનિની આંખ ઉપરથી રૂનાં પોતાં ઉપાડી લીધાં અને રજનિને આંખ ઉઘાડવા કહ્યું રજનિએ આંખ ઉઘાડવા પ્રયત્ન કર્યો. તેની આંખો ઈલેકટ્રીક દીવાના પ્રકાશે પ્રથમ તો અંજાઈ ગઈ. પરંતુ ધીરે ધીરે તેને સર્વ પ્રકાશ દેખાવા માંડયો. આછી અને ઝાંખી લાગતી વસ્તુઓ તેને સ્પષ્ટ દેખાવા લાગી. તેણે બધા સ્ટાફ સામું જોયું. અને પછી પોતાના હાથ આંખ ઉપર ઢાંકી દીધા. ડૉ. તિમીર તેની પાસે આવ્યા અને કહ્યું "રજનિ! તને હવે બરાબર દેખાય છે ને?—"

"હા. ડૉકટર."

પછી ડૉ. દીનાનાથે રજનિને ઘેર જવા રજા આપી ડૉ. તિમીર અને રજનિ ઘેર ગયાં ડૉ. તિમીરે રજનિને કહ્યું "રજનિ! ચાલ બ્હાર ફરવા આવવું છે?"

"હા. પણ ડૉક્ટર!..."

"શું છે રજનિ!–કેમ આગળ બોલતાં અચકી?—"

"તમે તેમને શોધી આપવાનું કહ્યું હતું..."

"જરૂર પ્રકાશને આપણે શોધીશું. તું બેફીકર રહેજે રજનિ–ચાલ અત્યારે ફરવા જઈએ." કહીને ડૉકટર તિમીર તથા રજનિ મોટરમાં ફરવા નીકળ્યાં. ફરતાં ફરતાં ડૉકટરની મોટર ચોપાટી પર આવી પ્હોંચી. ડૉકટરે મોટરને ત્યાં ઉભી રાખી અને રજનિ તથા તે બન્ને નીચે ઉતર્યાં અને કિનારા પર ઉભા રહી દૂર દૂર દરિયાના પાણી નિહાળવા લાગ્યાં.

આમ રજનિ અને ડૉકટર દરિયા કિનારે ઉભાં હતાં ત્યાં એકાએક કોઈ દુઃખી મનુષ્યના જમીન પર પડવાનો ધબાકો સંભળાયો. તરત જ બન્નેએ પાછું વાળીને જોયું તો એક અંધ પુરૂપ તેમની મોટરના ખુલ્લા રહી ગયેલા બારણાને અથડાઈ નીચે ગબડી પડયો હતો. રજનિ અને ડૉ. તિમીર તે ગબડી પડેલા અંધ મનુષ્યની પાસે આવ્યા તે મનુષ્યને જોતાં જ રજનિ અને ડૉ. તિમીર વિચારમાં પડયા બન્નેના હૃદયમાંથી સહસા એક જ ઉદ્‌ગાર સરી પડયો "કોણ પ્રકાશ?—"

"હું પ્રકાશ છું એવું તમને કોણે કીધું?—" લોહી ખરડાયેલ વસ્ત્રોવાળા પ્રકાશે તેમને પ્રશ્ન કર્યો.

રજનિને પોતાની તરફ ફેરવી ડૉકટર તિમીરે એકપણ શબ્દ નહિ બોલવા કહ્યું. રજનિએ ડૉકટરના કહ્યાનુસાર કર્યું.

"ભાઈ! અમે ત્હારા મોઢેથી એકવાર સાંભળ્યું હતું—" ડૉકટરે ફેરવી વાળ્યું.

"મેં તમને કહ્યું હતું કે હું પ્રકાશ છું–તે અસંભવીત છે. હશે

મ્હારે તે વાતથી શું નિસ્બત-હું તો દુઃખી છું-પ્રકાશ હતો ત્યારે હતો અત્યારે તો પ્રકાશ-વિનાનો છું—"

કહીને તે બેઠો થયો અને ઉભો થવા લાગ્યો. ડોક્ટરે તેને આશ્વાસન આપ્યું અને કહ્યું "ભાઈ! તું આમ ક્યાં સુધી રઝળીશ?"

"તો મ્હારે ઠરીને બેસવાનું ક્યાંથી હોય?—"

"કેમ?—"

"મેં એવાં શું સારાં કૃત્ય દુનિયામાં કર્યાં છે કે પ્રભુ મને સુખ આપે—"

"પરંતુ હવે ત્હારે વધુ દુઃખ ભોગવવું નહિ પડે. તું અમારી સાથે આવીશ?—"

"ક્યાં?—"

"અમે ત્હારી આંખોની દવા કરાવીશું-તું દેખતો થઈશ—"

"તમે શું આ બધું સાચું કહો છો?—"

"હા—"

પ્રકાશને વિશ્વાસ બેઠો. તે ડો. તિમીર અને રજનિની સાથે મોટરમાં બેઠો.

અત્યારે રજનિના હૃદયમાં અનંત દુઃખ અને હર્ષના ભાવોનું સંમિશ્રીત મંથન થઈ રહ્યું હતું. કેટલાએ સમયે તેને પતિ મળતાં અનહદ આનંદ થતો હતો. પરંતુ તેમની દશા નિહાળી અપાર દુઃખ થઈ રહ્યું હતું. ડો. તિમીર જેવા દયાળુ પુરૂષની સ્હાય માટે તે પ્રભુનો ઉપકાર માની રહી હતી.

બીજે જ દિવસે ડો. તિમીરે પ્રકાશને હોસ્પીટાલમાં દાખલ કરાવ્યો. રજનિ તેની સારવાર કરી રહી હતી. પ્રકાશ રજનિને હોસ્પિટલની નર્સ માનતો હતો.

એક અઠવાડિયું વીતી ગયું એક સાંજના રજનિએ પ્રકાશને કહ્યું "આજે તમારો પાટો છૂટશે-તમે દુનિયાને ફરી જોઈ શકશો—"

"મ્હારે દુનિયાને જોઇને કાંઈ જ કામ નથી-પરંતુ..."

"કેમ અચકાવ છો ?—"

"મ્હારે તમને જોવાં છે. તમે ઘણાં જ માયાળુ અને મમતા-ભર્યાં નર્સ છો—"

"પણ તેથી તમને શું લાભ ?"

"લાભ કેમ નહિ ?–હા ! તમે મ્હારી કેટલી બધી સારવાર કરી. હું ઘણો જ પાપી મનુષ્ય છું. નર્સ !–તમે તો દયાની દેવી છો તમારો ઉપકાર હું જીવનભર નહિ ભુલું..."

"હું. પણ તમો પહેલાં પરણેલા હતા ?"

"એ વાત જવા દો. નર્સ મને પાપાત્માને વધુ દુઃખી ન કરશો. એ ભયંકર કૃત્ય યાદ આવે છે ત્યારે મ્હારૂં હૃદય સળગી જાય છે. બિચારી રજનિને...મેં દુષ્ટે...અંધ બનાવી...તે બિચારી કયાંય રઝળીને મરણ પામી હશે...હા ! પ્રભુ !..."

"હશે આશા રાખો તે બિચારી તમને કોકવાર મળશે. આશા એ માનવનો અંધકાર–દીપક છે–"

"એ બધાં હવે મૃગજળનાં મોહ છે રજનિ મ્હને મળે એ આકાશ કુસુમવત્ છે. આ જીવનમાં તો હવે એ એક સ્વપ્નું છે..."

"છતાં શ્રદ્ધા મહાન છે."

અને ત્યાં તો ડોકટરો, અને નર્સો પ્રકાશની આંખનો પાટો છોડવાનો હોઈ આવી પ્હોંચ્યા.

થોડીવારે પ્રકાશનો પાટો ખોલ્યો. તેણે પોતાની આંખો ઉઘાડી અને ત્યાં ઉભેલા રજનિ અને ડો. તિમીરને જોઇને તે તો આભોજ બની ગયો. તેના મુખમાંથી તરત જ ઉદ્દગાર સરી પડયા "કોણ રજનિ !–અને તમે ડો. તિમીર !–"

રજનિ તરત જ પ્રકાશની પાસે ગઈ પ્રકાશની આંખમાંથી આંસૂની ધારા વ્હેવા લાગી. રજનિ પણ રડી પડી. ડો. તિમીરે બન્નેને આશ્વાસન આપ્યું.

પછી પ્રકાશ, રજનિ તથા ડો. તિમીર બંગલે ગયા. ત્યાં જઇને

પ્રકાશે રજનિ સમક્ષ પોતાની પાપકથા કહી ડૉ. તિમીર સમક્ષ માફી માંગવા રજનિએ પ્રકાશને સમજાવ્યો. પ્રકાશે પોતે લીધેલા ભયંકર માર્ગ બદલ ક્ષમા માગી અને સર્વ હકીકત કહી. ડૉક્ટર તિમીરે કહ્યું "પ્રકાશ! તેમાં ત્હારો કાંઈ જ દોષ ન્હોતો. રેખા તો સૌન્દર્યને શોધનારી વીલાસી વનિતા હતી તેની દશા પણ વિનાશમાં જ આવશે. પ્રકાશ! ત્હારે ગભરાવાની કાંઈ જરૂર નથી. મ્હારે કોઈ સગું કે વ્હાલું આ દુનિયામાં નથી, રજનિ મ્હારી બ્હેન છે. તમે બન્ને જણાં મ્હારે ત્યાં સુખેથી રહેજો."

આમ જ્યારે પ્રકાશ. રજનિ અને ડૉ. તિમીર વાર્તાલાપમાં ગુંથાયાં હતાં ત્યાં એકાએક એક પટાવાળાએ પ્રવેશ કર્યો અને ડૉ. તિમીરના હાથમાં એક કવર મૂક્યું. કવર પર 'Urgent' (જરૂરી) એવા શબ્દો લખ્યા હતા.

તરત જ ડૉ. તિમીરે તે કવર ફોડ્યું. તેમાંનો પત્ર બ્હાર કાઢ્યો અને વાંચવા માંડ્યો. તે પત્ર ડૉ. દીનાનાથનો હતો. તેમાં લખ્યું હતું.

"ડૉ. તિમીર!–તમે હોસ્પીટાલે જલ્દી આવો તમારી પત્નિ બળી જવાને પરિણામે આખા શરીરે સખ્ત દાઝી છે. તે તમને યાદ કરે છે. બિચારી ઘણી જ રીબાય છે. તમે તેની અંતિમ ઈચ્છા પૂર્ણ કરવા જલ્દી હોસ્પીટાલે આવો..."

લી. ડાક્ટર દીનાનાથ

પત્ર વાંચતાં જ ડૉ. તિમીરના મુખ ઉપર અનેક જાતના ભાવ એક પછી એક તરવરી ઉઠ્યા. તેણે રજનિ અને પ્રકાશને કહ્યું, "રેખાને તેનો બદલો આખરે મળ્યો. તે મૃત્યુને અંતિમ કિનારે છે. ચાલો..."

"શાથી એકાએક?–" પ્રકાશે પૂછ્યું.

"સૌન્દર્ય પાછળ ઘેલી બનેલીને અગ્નિની જ્વાળાએ દઝાડી

તેથી..." કહેતાં ડોકટર ઉભા થયા પ્રકાશ અને રજનિ પણ તેમની સાથે હોસ્પીટાલે જવા નિકળ્યા.

"ડોકટર સાહેબ !–એ હજુ ના આવ્યા ?–" રેખાએ દર્દભરી વેદનાને દબાવીને કહ્યું.

"હમણાં આવશે બ્હેન, મેં તેમને એકદમ આવવા લખ્યું છે."

"તે નહિ આવે. જરૂર મ્હારા જેવા પાપીણાનું શ્યામ મૂખ જોવા નહિ આવે. મેં તેમને ભયંકર દગો દીધો છે. ડાકટર !–તેમને જલ્દી બોલાવો...મ્હારો પ્રાણ હવે વધુ થોભે તેમ મન નથી લાગતું...ડોકટર..." કહેતાં કહેતાં રેખા રડી પડી–તેની આંખમાંથી આંસુના અસ્ખલીત પ્રવાહ વહેતા હતા. તેનું હૃદય પોતાના ભૂતકાળના પાપભર્યાં કૃત્યને આંખ સમક્ષ નિહાળી પશ્ચાતાપની જ્વાળાએ સળગી રહ્યું હતું. ત્યા અકાએક ડો. તિમીર, પ્રકાશ અને રજનિએ પ્રવેશ કર્યો.

ડો. તિમીર રેખાની પાસે આવ્યા. તેમણે રેખાને માથે હાથ ફેરવતા કહ્યું. "રેખા !—"

પણ રેખામાં બહુ બોલવા જેટલી શક્તિ ક્યાં હતી ?–તેણે ધીરે અવાજે કહ્યું "મ્હેન......માફ કરજો...હું મ્હારા પાપનું ફળ ભોગવા જાઉં છું...અને પ્રકાશ !...તમને પણ મેં...ફસાવ્યા...મને પાપીણાને ક્ષમા કરજો..." પછી તિમીર સામું જોઈ કહ્યું કે હવે હું સુખથી મરીશ–મ્હારે તમારા દર્શન કરવાં હતા.

"રેખા ! હવે પસ્તાવો ના કરીશ–બનનાર હતું તે બની ગયું હવે નાહક શા માટે દુઃખી થાય છે. પ્રભુનું નામ લે. તે ત્હારા આત્માનો ઉદ્ધાર કરશે–રેખા !..."

અને ત્યાં તો "ઓ પ્રભુ !..." કહેતાં કહેતાં રેખાના મૂખમાંથી એક તીણી અને વેદનાભરી ચીસ નીકળી ગઈ. તેની સાથે જ તેની આંખો ફાટી ગઈ તેનો આત્મા કોઈ અનેરા પ્રદેશે ઉડી ગયો.

રેખાના દાઝી ઉઠેલા દેહ તરફ રજનિ, પ્રકાશ, અને ડૉ. તિમોર એકી ટશે જોઈ રહ્યા હતા, તેમની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં.

ડૉ. દીનાનાથે ડૉ. તિમોરને સંબોધી કહ્યું " મિત્ર! **જીવનચક્ર**ની ગતિ અગમ્ય છે–તેનો રંગ જાણવા માટે માનવ અશક્ત છે..."

અને ત્યાં ઉભેલી નર્સે રેખાના મૃત દેહ પર શ્વેત વસ્ત્ર ઢાંકી દીધું. અને રેખાના જીવન પર આખરી પડદો પડયો.



ધી કોમર્શીયલ પ્રીન્ટરી, ખાડીઆ ચાર રસ્તા, અમદાવાદ.